# નિવેદન

[પહેલી આવૃત્તિ ઉપરથી]

આચારાંગસૂત્રનો આ અનુવાદ સૂત્રકૃતાંગના અનુવાદની માફક છાયાનુવાદ જ છે. જૂના આગમોની બાબતમાં એ અનુવાદપદ્ધતિ જ વધુ ઉપયોગી છે, એમ આચાર્યશ્રી આનંદશંકરભાઈ જેવા શાસ્ત્રજ્ઞ પંડિતોએ પણ કબૂલ કર્યું છે. આચારાંગની બાબતમાં તો, તે પદ્ધતિ વળી વિશેષ જરૂરી છે. કારણ કે, તે મુખ્યત્વે છૂટાં છૂટાં વાક્યોનો સંગ્રહ છે. જૂના ટીકાકારો, અલબત્ત, દરેક વાક્યનો આગળના વાક્ય સાથે સંબંધ જોડવા પ્રયત્ન કરે છે, પણ તે બધે પ્રતીતિકર થાય જ છે એમ ન કહી શકાય. આવા સંગ્રહમાં એક જ વિષયનાં જુદાં જુદાં વાક્યો ક્રમ વિના ગમે ત્યાં પડ્યાં હોય, એ સ્વાભાવિક છે. તે બધાંને તેમની જગાએથી ઉપાડી લઈ, કોઈ વિષય કે દલીલના ક્રમમાં ગોઠવી શકાય, તો તે વિષય કે દલીલનું નિરૂપણ સચોટ થાય, ઉપરાંત ઘણું પુનરાવર્તન સહેજે દૂર થાય. તો પણ, કેટલાંક વાક્યો અને સ્થળો એવાં રહેવાનાં જ, કે જેમનો તે અધ્યયનના નિરૂપણમાં કશો જ ક્રમ ગોઠવવો શક્ય ન હોય. તેવાં કેટલાંક સ્થળો આ અનુવાદમાં હજુ પણ દેખાશે.

આમ વાક્યોના ક્રમની ઊલટપૂલટ કરવા જતાં, કોઈ વાર ભૂલથી કે ગેરસમજથી બે વાક્યોનો સાચો ક્રમ તોડી નાખવામાં

આવે, એવું પણ બની જાય. તેવું ઓછામાં ઓછું થાય, તેની શક્ય તેટલી કાળજી રાખી છે.

આ અનુવાદમાં પહેલા ખંડમાં ફકરાને અંતે કૌંસમાં સૂત્રની સંખ્યામાં જે આંકડા મૂક્યા છે, તે શ્રી આગમોદય સમિતિએ પ્રસિદ્ધ કરેલા 'આચારાંગસૂત્ર' પ્રમાણે છે. પરંતુ, તેથી કરીને એમ નથી સમજવાનું કે, તે આવૃત્તિમાં વાક્યોને જે રીતે જુદાં પાડ્યાં છે, તથા તેમને જુદાં જુદાં સૂત્રમાં જે રીતે ગોઠવ્યાં છે, તે રીત અનુવાદમાં સ્વીકારી જ લીધી છે. ઘણી જગાએ તો, અનુવાદમાં સળંગ તરીકે સ્વીકારેલું વાક્ય, આગમોદય સમિતિના ગ્રંથમાં બે જુદાં સૂત્રમાં તોડી નાખેલું મળી આવશે. ડૉ. વૉલ્ટર શુબ્રિંગે પણ તે વાક્યોને જુદી રીતે જ જુદાં પાડ્યાં છે. ખરું જોતાં, આચારાંગની રચના જ એવી છે કે, કયા વાક્યને ક્યાં પૂરું થતું ગણવું, એ બાબતમાં ઘણો મતભેદ હોઈ શકે.

પહેલો ખંડ પંડિત બેચરદાસજીએ કરેલા શબ્દશઃ અનુવાદ ઉપરથી તૈયાર કરેલો છે. શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે મૂળ અનુવાદનાં વાક્યોનો ક્રમ પછીથી બદલ્યો છે; તેમ જ એક-બે જગાએ મૂળ શબ્દમાંથી નીકળતો લાગતો જુદો અર્થ પણ સ્વીકાર્યો છે. એ બધા ફેરફારોની જવાબદારી મારી પોતાની ગણાય. બીજા ખંડનો અનુવાદ પંડિતજીનો નથી. તે ખંડમાં વાક્યો તોડવાની ખાસ જરૂર પડી નથી. જોકે, ફકરાઓનો ક્રમ બદલવો ઠીક લાગ્યો ત્યાં બદલ્યો છે. તે ખંડમાં ફકરાઓને અંતે કૌંસમાં આપેલો સંખ્યાનો આંક આખા પુસ્તકનો સળંગ ન રાખતાં દરેક અધ્યયન પૂરતો અલગ કરી દીધો છે. તેથી મૂળ ફકરો શોધવો કંઈક સુગમ થશે, એમ માન્યું છે.

સૂત્રકૃતાંગના અનુવાદની પેઠે આમાં પણ પુસ્તકને અંતે, મૂળમાંથી કેટલાંક સુભાષિતો ચૂંટીને, ગુજરાતી ભાવાર્થ સાથે મૂક્યાં છે; તથા અભ્યાસીને ઉપયોગી થાય તેવી ટૂંક સૂચિ આપી છે.

આશા છે કે, આ અનુવાદ તથા તેની પદ્ધતિ વાચકવર્ગને ઉપયોગી થઈ પડશે.

[સં. ૧૯૯૨] —સંપાદક

—આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતી વખતે મળેલી તકનો લાભ લઈ, આખા પુસ્તકમાં ઘટતા સુધારાવધારા કરી લીધા છે. આ નવા સ્વરૂપે પુસ્તક વાચકને વિશેષ ઉપયોગી નીવડશે, એવી આશા છે.

[સં. ૨૦૦૪] —સંપાદક

# ઉપોદ્ઘાત

## ૧

આચારાંગસૂત્ર જૈનોનાં ૧૨ અંગોમાં સૌથી પહેલું ગણાય છે: માત્ર ક્રમની દૃષ્ટિએ નહિ, મહત્ત્વની દૃષ્ટિએ પણ. શ્રી ભદ્રબાહુસ્વામીએ[1] (આચારાંગ ઉપરની પોતાની નિર્યુક્તિમાં) જણાવ્યું છે:

आयारो अंगाणं पढमं अंगं दुवालसण्हंपि ।
इत्थ य मोक्खोवाओ एस य सारो पवयणस्स ॥

'બારેય અંગોમાં આચારાંગ એ પ્રથમ છે: તેમાં મોક્ષનો ઉપાય વર્ણવેલો છે, તથા તે તમામ શાસ્ત્રગ્રંથોના સારરૂપ છે.'

વળી તે જણાવે છે: 'બધા તીર્થંકરોએ પણ, પોતાનું તીર્થ પ્રવર્તાવતાં, આચારને જ પ્રથમ પદ આપ્યું છે, અને આપશે.' વળી પ્રશ્નોત્તરરૂપે તે જણાવે છે: 'બધાં અંગોના સારરૂપ શું?—આચારાંગ. તેના સારરૂપ શું?—તેનાં પદોની યથાયોગ્ય સમજ. તેના સારરૂપ શું?—તે પ્રમાણે આચરણ. તેના સારરૂપ શું?—નિર્વાણ.'

જૈનો પોતાના ધર્મગ્રંથોને ચાર વિભાગમાં વહેંચી નાખે છે: દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ, અને ચરિતાનુયોગ. તેમાં, આત્મા વગેરે દ્રવ્યો—તત્ત્વો—નો 'અનુયોગ' એટલે કે મીમાંસા, તે દ્રવ્યાનુયોગ. તેને માટે બ્રાહ્મણગ્રંથોમાં 'તત્ત્વજ્ઞાન' શબ્દ વપરાય છે, અને બૌદ્ધ ગ્રંથોમાં 'અભિધર્મ' શબ્દ વપરાય છે. 'સૂત્રકૃતાંગ' વગેરેમાં દ્રવ્યાનુયોગના વિષયની પ્રાધાન્યતા છે, એમ કહી શકાય.

---

૧. એક મતે મહાવીર પછી માત્ર ૧૭૦ વર્ષે થયેલા, અને બીજા મતે ઈ. સ. ચોથા સૈકામાં થયેલા. જુઓ આ માળાનું, 'સમીસાંજનો ઉપદેશ' પા. ૯.

ખગોળ અને ભૂગોળનાં પરિમાણ વગેરેનું ગણિત, એ ગણિતાનુયોગ. 'સૂર્યપ્રજ્ઞપ્તિ' વગેરે ગ્રંથોનો વિષય ગણિતાનુયોગ કહી શકાય.

ક્રિયાકાંડના પરામર્શનું નામ ચરણકરણાનુયોગ. બૌદ્ધોના વિનયપિટકમાં આવો વિષય આવે છે.

કલ્પિત કે ઐતિહાસિક કથાચરિતોનો સંગ્રહ, એ ચરિતાનુયોગ અથવા ધર્મકથાનુયોગ. બૌદ્ધોના સુત્તપિટકમાં આવો વિષય આવે છે. 'ઉત્તરાધ્યયન' વગેરે ગ્રંથોમાં આ વિષય છે.

શ્રીમદ્રાજચંદ્ર આ ચાર વિભાગો વિષે લખતાં જણાવે છે: "મન જો શંકાશીલ થઈ ગયું હોય, તો દ્રવ્યાનુયોગ વિચારવો યોગ્ય છે; પ્રમાદી થઈ ગયું હોય, તો ચરણકરણાનુયોગ વિચારવો યોગ્ય છે; કષાયી થઈ ગયું હોય, તો ધર્મકથાનુયોગ વિચારવો યોગ્ય છે; અને જડ થઈ ગયું હોય, તો ગણિતાનુયોગ વિચારવો યોગ્ય છે"

આચારાંગસૂત્રનો ચરણકરણાનુયોગમાં સમાવેશ કરવામાં આવે છે. ટીકાકાર શીલાંકદેવ જણાવે છે: "ચરણકરણાનુયોગ જ ચારે યોગોમાં પ્રધાનતમ છે. કારણ કે, બીજા યોગો તેને અર્થે જ છે. કહ્યું છે કે:

चरणपडिवत्तिहेउं जेणियरे तिण्णि अणुओगत्ति....दविए दसणसोही दंसणसुद्धस्स चरण तु ।

'ચરણાનુયોગનું જ્ઞાન કરાવવા માટે જ બીજા ત્રણ યોગો છે. દ્રવ્યયોગથી દર્શનશુદ્ધિ થાય છે; અને જેનું દર્શન (શ્રદ્ધા — રુચિ) શુદ્ધ છે, તે જ આચરણને લાયક છે.' ગણધરોએ પણ તેથી જ આ સૂત્રને સૌથી પ્રથમ રચ્યું છે."

૨

આચારાંગસૂત્રને બે ખંડમાં વહેંચી નાખવામાં આવ્યું છે. તેમાં પહેલા ખંડનું નામ જ 'આચાર' છે; જ્યારે, બીજાનું નામ 'આચારાગ્ર' છે. 'અગ્ર'નો અર્થ જણાવતાં નિર્યુક્તિકાર અને

ટીકાકાર બંને કહે છે કે, "પહેલા ખંડમાં જે વાતો કહેવાની રહી ગઈ હોય, અથવા જેનો વિસ્તાર કરવો જરૂરી હોય, તે વાતોનો 'અગ્ર' – ખંડમાં સમાવેશ કરવામાં આવ્યો છે." નિર્યુક્તિકાર તો એટલે સુધી કહે છે: "પહેલા ખંડનાં નવ અધ્યયનો જેટલો જ 'આચાર' ગ્રંથ છે. બીજા ખંડનાં અધ્યયનો તો શિષ્યોના હિતને ખાતર, અર્થનો વધુ વિસ્તાર કરવા, જ્ઞાનવૃદ્ધ સ્થવિરોએ પહેલા ખંડનાં અધ્યયનોમાંથી 'અવિભક્ત' કર્યાં છે.[1]" બીજી જગાએ તે કહે છે, "મૂળ 'વેદ' (આચારાંગ) તો 'બ્રહ્મચર્ય' નામનાં નવ અધ્યયનોરૂપ જ છે, અને તેમાં ૧૮૦૦૦ પદો છે. પછીથી બીજા ખંડની ચાર ચૂડાઓ (ભાગો) તથા પાંચમી ચૂડારૂપે 'નિશીથ' (સૂત્ર) ને તેમાં ઉમેરો, તો તે ઘણો મોટો થાય."

ઉપર જણાવ્યું તેમ, પહેલા ખંડનાં નવ અધ્યયનોને 'બ્રહ્મચર્ય અધ્યયનો' કહેવામાં આવે છે. કારણ કે, તેમાં 'બ્રહ્મચર્ય'નું પ્રતિપાદન છે. નિર્યુક્તિકારની જણાવ્યા પ્રમાણે: બ્રહ્મચર્ય એટલે બ્રાહ્મણ નામથી ઓળખાતા લોકોની ચર્યા નહિ, તેમ જ અજ્ઞાની લોકોનો બસ્તિનિરોધ (ઉપસ્થસંયમ) પણ નહિ, પરંતુ ૧૭ પ્રકારનો[2] સંપૂર્ણ સંયમ. એટલે કે, તેમાં જૈનધર્મ અનુસાર સંપૂર્ણ મોક્ષમાર્ગનો સમાવેશ થાય છે. તે નવ અધ્યયનોનો વિષય જોતાં જ તેની ખાતરી થઈ જાય છે. ટીકાકારના શબ્દોમાં નવે અધ્યયનોનો વિષય વર્ણવીએ તો: પહેલા અધ્યયનમાં જીવોની હિંસાના ત્યાગનું વિધાન છે; પરંતુ જીવોનું અસ્તિત્વ જાણ્યા વિના તેમની હિંસાનો ત્યાગ ન થઈ શકે, માટે તેમાં, જીવોનું અસ્તિત્વ તથા તેમના જુદા

---

૧. ટીકાકાર, એ નવ અધ્યયનોના કયા ભાગ કે વાક્ય ઉપરથી બીજા ખંડનું તે તે અધ્યયન વિસ્તારવામાં આવ્યું છે, તે વિગતવાર જણાવે છે.

૨. પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ; પાંચ મહાવ્રતોનું પાલન; ક્રોધ, માન, લોભ અને મોહ એ ચાર કષાયોનો જય; તથા મન, વચન અને કાયાની વિરતિ — એ સંયમના સત્તર પ્રકારો છે.

જુદા વર્ગો પણ વર્ણવેના છે. બીજા અધ્યયનમા, લોક કેવી રીતે અષ્ટવિધ કર્મથી બધાય છે, અને તેમાથી કેમ કરીને છૂટી શકે, તે બતાવ્યુ છે ત્રીજામા, સયમમા સ્થિત થવા અને કષાયો જીતવા ઇચ્છનારા મુમુક્ષુએ, અનુકૂળ કે પ્રતિકૂળ વિઘ્નો કે સકટો સહન કરવા જોઈએ, એમ જણાવ્યુ છે ચોથામા, મુમુક્ષુએ તાપસો વગેરે 'કષ્ટતપ' આચરનારાઓનું અષ્ટગુણ ઐશ્વર્ય જોઈને પણ દૃઢ સમ્યક્ત્વવાળા બનવુ એમ કહ્યું છે પાચમામા, અસાર વસ્તુઓનો ત્યાગ કરી, લોકના સારરૂપ સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રય મેળવવા ઉદ્યત થવુ, એમ જણાવ્યુ છે છઠ્ઠામા, મુમુક્ષુએ નિસગ થઈ, અપ્રતિબદ્ધ થવુ, એમ કહેવામા આવ્યુ છે સાતમામા, સયમીને કદાચિત્ મોહથી થતા પરિષહ, ઉત્સર્ગ વગેરે આવી પડે તોપણ તેણે તે બરાબર સહન કરી લેવા, એમ કહ્યુ છે આઠમામા, વિઘ્ન, રોગ, કે વૃદ્ધાવસ્થાથી સયમધર્મનુ પાલન શક્ય ન રહે, તો શરીરનો ત્યાગ કેવી રીતે કરવો, તે જણાવ્યુ છે તથા નવમામા, આઠે અધ્યયનોમા જણાવેલો અર્થ મહાવીરસ્વામીએ પોતાના જીવનમા કેવી રીતે આચર્યો હતો તે, સાધકના પ્રોત્સાહન માટે વર્ણવ્યુ છે"

આમ, પહેલા ખડમા ઉત્સાહી સાધકની સપૂર્ણ સાધનસામગ્રી વિગતથી, અને વિસ્તારથી વર્ણવી બતાવી છે તેની ભાષામા પ્રસાદ છે, ઊડાણ છે અને દૃષ્ટાની નવીનતા છે મોટા સઘના 'જડ અને વક્ર' ટોળાને નિયમનમા રાખવાને માટુ, તે ટોળા દ્વારા રોજ થતા સામાન્ય તેમજ ગભીર દોષોની વિગતો અને તેમના પ્રાયશ્ચિત્તોના ઉદ્દેજક વિધાનો તેમા નથી જેમ અમુક માર્ગે જઈને આવેલો માણસ, બીજા જવા ઇચ્છનારને, સહેલાઈથી તથા બારીકાઈથી તે માર્ગનું બધુ વર્ણવી બતાવે તેમ સાધનામાર્ગનુ વિશદ વર્ણન તેમા છે

અલબત્ત એમ કહેવાનો જરાય ઉદ્દેશ નથી કે, તેમાના બધા શબ્દો મહાવીરના છે પરતુ તેની રચના જોનાર રેકને એમ લાગ્યા

વિના નહિ રહે કે, તેમાં જે છૂટાં છૂટાં, સંબંધ વિનાનાં અને છતાં પોતે જે મુદ્દો કહેવા માગે છે તે મુદ્દાની બાબતમાં સંપૂર્ણ એવાં વાક્યો વેરાયેલાં પડ્યાં છે, તે સાચે જ કોઈ ઉપદેશકના સળંગ વ્યાખ્યાનમાંથી છૂટક છૂટક ભેગા કરેલા ભાગો છે. 'સૂત્રકૃતાંગ' વગેરેનાં સૂત્રો, મહાવીરનો ઉપદેશ "સાંભળનારા" કોઈકે પોતાના શબ્દોમાં શ્લોકબદ્ધ કરી મૂક્યાં હોય, તેવાં છે; તેમ જ તે તો તે શ્લોકોની અંદરનાં સંબોધનો જોતાં જ જણાઈ પણ આવે છે. પરંતુ, આચારાંગની બાબતમાં તો જરૂર એમ કહી શકાય કે, કોઈ પણ સૂત્રમાં જો મહાવીરના પોતાના જ શબ્દો સંગ્રહાયા હોય એમ કહી શકીએ, તો તે આચારાંગમાં જ. છૂટક છૂટક, રત્નો જેવાં તેજસ્વી સુભાષિતો જ વીણી વીણીને (પછી એ ક્રમ વિના કે સંબંધ વિના હોય તોય શું?) ભેગાં કર્યાં હોય, તેવી તેની મનોરમ રચના છે. લેખનકળાની મદદ વિનાના ભાવુક શિષ્યો, પોતાના ગુરુનો ઉપદેશ સાંભળ્યે જતા હોય, અને તેમાંથી એકદમ મન ઉપર ચોટી જાય તેવાં વાક્યો કે ભાગો મનમાં સંઘરતા જાય, અને પછી બધા એકઠા મળી તેમને એકત્રિત કરે, તો બરાબર આચારાંગસૂત્ર જેવી રચના થઈને ઊભી રહે.

પરંતુ, બીજા ખંડમાં બધે આપણે દ્રષ્ટાને બદલે 'સ્મૃતિકાર' કે ગણ-ધર' વ્યાપેલો જોઈએ છીએ. ગુરુએ જે સત્યોનું પ્રતિપાદન કર્યું છે, તે સત્યને આચરણની વિગતોમાં ઉતારવાની સ્વાભાવિક અક્કલ ન હોય તેના ટોળાને, એક સ્થૂલ યાદી કરી આપવાની હોય એ રીતે તેની વાણી ચાલી છે. તેની પાસે જાણે પોતાનું સ્વતંત્ર 'દર્શન' પણ નથી. તેથી તે અમુક નિયમ બાંધી, તેના સમર્થનમાં હંમેશાં કહે છેઃ "કારણ કે, તેમ ન કરવામાં કેવળી ભગવાને ઘણા દોષો બતાવ્યા છે." તેથી જ, કેટલીક વાર કોઈ કોઈ નિયમની બાબતમાં, કે તેની પાછળ રહેલી દેખાતી ભાવનાની બાબતમાં, આપણને આશંકા થાય છે, અથવા આઘાત પણ પહોંચે છે. કોઈ

પણ વિશાળ ભાવનાને સ્થૂલ વિધિનિષેધોમાં બાંધવાનો પ્રયત્ન થાય, ત્યારે અમુક અંશે એવું બનવાવારો આવે જ, એ જાણીતી વાત છે.

પરંતુ, તે વાત ત્યાં જ પડતી મૂકીએ. એ ખંડમાં જે વર્ણન છે, તે ઉપરથી જૂના સમયના જૈન ભિક્ષુસંઘનો અને તેની ચર્યાનો આપણને પૂરતો ખ્યાલ મળી રહે છે. અભ્યાસી વાચક, એ ખંડના નિયમો વગેરેને, બૌદ્ધસંઘના નિયમો અને ચર્યા[1] સાથે સરખાવવાનો પ્રયત્ન કર્યા વિના નહિ રહે.

ઘણા સુજ્ઞ વિચારકોની હવે માન્યતા થતી જાય છે કે, વૈદિક, બૌદ્ધ અને જૈન ધર્મો એ જુદા, સ્વતંત્ર કે વિરોધી ધર્મો હોવાને બદલે, 'વસ્તુતઃ એક જ ધર્મની ત્રણ બાજુઓ છે.' તેમના કેટલાક દાર્શનિક સિદ્ધાંતોમાં ભલે દેખીતો ભેદ કે વિરોધ હોય; પરંતુ 'નૈતિક સિદ્ધાન્તમાં અને આધ્યાત્મિક ઉન્નતિ સંપાદન કરવાના આચારમાં તત્ત્વતઃ એટલી એકતા છે કે, તેઓનો પરસ્પર વિરોધ સમજી શકાતો નથી.' સિદ્ધાન્તની બાબતનો વિરોધ પણ ઊંડે ઊતરીને જોવા જઈએ, તો તાત્ત્વિક હોવાને બદલે, તત્ત્વની અમુક બાજુઓ ઉપર ભાર મૂકવા પૂરતો જ દેખાય છે. અને સાધન-માર્ગની વાત કરો, તો તો અત્યારે આપણને શું, તે વખતની આમજનતાને જ એ મહાપુરુષોનું જીવન અને ઉપદેશ એટલાં બધાં પરિચિત તથા પોતાનાં જ લાગ્યાં હતાં, કે તે વિના સંકોચે તેમને અનુસરવા મંડી ગઈ હતી. બુદ્ધ અને મહાવીરના ઉપદેશપ્રસંગો તરફ જોઈએ, તો પણ, તેમણે બીજા સંત પુરુષો કરે છે તેમ, વિવેક, વૈરાગ્ય, શમ, દમ, અપ્રમાદ, વગેરેનો જ ઉપદેશ આપ્યો હતો. આચારાંગમાં જ્યાં ધર્મ ઉપદેશવાની વાત આવે છે, ત્યાં ચોખ્ખું જણાવ્યું છે કે, "ભૂતમાત્રનું સ્વરૂપ વિચારી, શાંતિ, વૈરાગ્ય,

૧. એનું પ્રામાણિક તથા વિગતવાર વર્ણન, હવે ગૂજરાતી વાચકને, ગૂજરાત વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરેલા, અધ્યાપક ધર્માનન્દ કોસમ્બીના "બૌદ્ધ સંઘનો પરિચય" નામના પુસ્તકમાં, સુલભ થયું છે.

ઉપશમ, નિર્વાણ, શૌચ, ઋજુતા, નિરભિમાનતા, અપરિગ્રહીપણું અને અહિંસા-રૂપી ધર્મ તેણે ઉપદેશવો." અને તેના સમર્થનમાં જણાવ્યું છે કે, "એ પ્રમાણે ધર્મને કહેતો ભિક્ષુ પોતે તકલીફમાં પડતો નથી, કે બીજાને તકલીફમાં નાખતો નથી; તથા કોઈ ભૂત-પ્રાણીને પણ પીડા કરતો નથી. આવો ઉપદેશક મહામુનિ, દુઃખમાં પડેલાં સર્વ ભૂતપ્રાણીઓને 'અસંદીન' બેટની પેઠે શરણરૂપ થાય છે." [૧,૬,૧૯૪] સુસંગત તર્કવાદ જ રજૂ કરીને આમજનતામાંથી ભાગ્યે કોઇનું ધર્મપરિવર્તન કરાવી શકાય. આચારાંગસૂત્ર આખું જોઈ જાઓ, ત્યાં તમને દાર્શનિક ચર્ચાનો લવલેશ નહિ મળે; પરંતુ આધ્યાત્મિક જીવનમાં ઉપયોગી એવી ઉપરની બધી બાબતોનો ઉપદેશ પહેલેથી છેડે સુધી મળશે. માત્ર, કેટલાક પારિભાષિક શબ્દો બદલાયા હશે, એટલું જ. અને અંતિમ મુક્ત દશાના વર્ણનનાં જે વાક્યો તેમાં મળે છે, તે તો ઉપનિષદના કે અદ્વૈત વેદાંતના સિદ્ધાંતને કેટલાં બધાં મળતાં આવે છે? જીવની એકતા કે અનેકતા, કૂટસ્થ નિત્યતા કે પરિણામી નિત્યતા, જગતનું સત્યત્વ કે મિથ્યાત્વ, એ બધા દાર્શનિક ભેદો ત્યાં ક્યાં ડોકિયું પણ કરી શકે છે?

અને, આગળ જણાવ્યું તે પ્રમાણે, આચારાંગમાં જ મહાવીરનાં પોતાનાં વાક્યો સંગ્રહાયાં છે એવો સંભવ નજર સામે રાખીએ, તો પછીના લોકોએ ગમે તે લખ્યું હોય, પણ જૈન માર્ગે કૈવલ્ય પ્રાપ્ત કરનાર પુરુષની વાણી ઉપનિષદના ઋષિની વાણીથી ક્યાં જરાય જુદી પડે છે? એ વાક્યો અહીં ટાંકીને વિરમીશું.

"જેને તું હણવા માગે છે, તે તું જ છે; જેને તું તાબે કરવા માગે છે, તે પણ તું જ છે; જેને તું પરિતાપ ઉપજાવવા માગે છે, તે પણ તું જ છે; જેને તું દબાવવા માગે છે, તે પણ તું જ છે; તથા જેને તું મારી નાખવા માગે છે, તે પણ તું જ છે. આમ જાણી, તે સરળ અને પ્રતિબુદ્ધ માણસ કોઈને હણતો નથી કે હણાવતો નથી." [૧, ૫, ૧૬૪]

"... તે [મુક્ત પુરુષ] જન્મમરણના માર્ગને ઓળંગી જાય છે; વાણી ત્યાંથી પાછી ફરે છે; ત્યાં કોઈ તર્ક પહોંચતો નથી, અને બુદ્ધિ પેસી શકતી નથી ... જેનો બીજો કોઈ આધાર નથી, તેવા અપ્રતિષ્ઠ આત્માને ઓજસ્વી મનુષ્ય આ પ્રમાણે જાણે છે: તે લાંબો નથી, ટૂંકો નથી, ગોળ નથી, ત્રાંસો નથી, ચોરસ નથી, અને મંડળાકાર પણ નથી. તે કાળો નથી, લીલો નથી, રાતો નથી, પીળો નથી, અને ધોળો પણ નથી. તે સુગંધી નથી કે દુર્ગંધી નથી, ... તે સ્ત્રી નથી, પુરુષ નથી, અને નપુંસક નથી. તે જ્ઞાતા છે. તે વિજ્ઞાતા છે. તેને કશી ઉપમા નથી. તે અરૂપી સત્તા છે. તે શબ્દાતીત હોવાથી, તેનો કોઈ શબ્દ નથી ... એમ હું કહું છું. [૧, ૫, ૧૬૯-૧૭૧]

# અનુક્રમણિકા

"કુશળ પુરુષની નજરમાં, કુશળ પુરુષે બતાવેલી નિઃસંગતામાં, કુશળ પુરુષના આદરમાં, કુશળ પુરુષની શિખામણમાં અને કુશળ પુરુષની નજીકમાં જ રહેવું; એમ કરનારો ઇંદ્રિયોનો પરાજય કરી, સત્ય વસ્તુ જોઈ શકે છે." [૧૬૭]

# ૧

# હિંસાની સમજ[1]

શ્રી સુધર્મસ્વામી કહે છે :

હે આયુષ્મન્ જમ્બુસ્વામી ! મહાવીર ભગવાને કહ્યું છે કે, જગતમાં કેટલાય લોકોને એવી ખબર નથી હોતી કે પોતે ક્યાંથી આવેલા છે અને ક્યાં જવાના છે. પોતાનો આત્મા જન્માન્તરગામી[2] છે કે નહિ, તેમ જ પોતે કોણ હતા અને હવે પછી શું થવાના છે. એ પણ તેઓ નથી જાણતા હોતા. [ ૧-૩ ]

પરંતુ કેટલાક લોકો, સહજસ્મૃતિથી[3] કે બીજાના કહેવાથી, પોતે ક્યાંથી આવ્યા છે કે ક્યાં જવાના છે તે જાણતા હોય છે. પોતાનો આત્મા જન્માન્તરગામી છે, ને વિવિધ દિશાઓમાં કે યોનિઓમાં ( કર્માનુસાર ) ભટક્યા કરે છે, અને પોતે તે આત્મા છે, એમ પણ તે જાણતા હોય છે. [ ૪ ]

આવું જે જાણે છે, તે આત્મવાદી કહેવાય, ક્રિયાવાદી કહેવાય, કર્મવાદી કહેવાય અને લોકવાદી કહેવાય[4] [ ૫ ]

---

૧ મૂળ નામ - सत्थपरिन्ना ( शस्त्र परिज्ञा )

૨ મૂળ उववाइए = औपपातिक । જુઓ પા ૭ની નોંધ ૨ પણ.

૩ પૂર્વજન્મમાં સાધનાને બળે, આ જન્મમાં કેટલાક જીવોને તત્ત્વ વિષે સ્વાભાવિક સ્મૃતિ થઈ આવે છે તેનો આ ઉલ્લેખ છે

૪ 'આત્મા છે,' 'તે ક્રિયાનો કર્તા છે,' 'તે ક્રિયાથી કર્મ બંધાય છે,' અને 'તેથી લોકાન્તરપ્રાપ્તિ થાય છે'—એવા સિદ્ધાન્તના નામો અહીં ગણાવ્યા છે એમ બને કે તે સમયમાં આ શબ્દો જુદા જુદા વાદો માટે વપરાતા હોય, પરંતુ તેમનો સાચો અર્થ બતાવવા તેમને અહીં મૂક્યા હોય

"મેં અમુક કર્યું," "અમુક હું કરાવીશ," કે "અમુક કરનારને હું અનુમતિ આપીશ"—એ પ્રમાણે સમગ્ર જગતમાં વિવિધ પ્રવૃત્તિઓ ચાલ્યાં કરે છે. પરંતુ, વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા કેવું કર્મબંધન પ્રાપ્ત થાય છે, તે લોકો જાણતા નથી. તેથી તેઓ વિવિધ વેદનાઓ સહન કર્યા કરે છે, અને એમ અણગમતાં દુઃખો અનુભવતાં સંસારમાં ભટક્યા કરે છે. [ ૬-૯ ]

મહાવીર ભગવાને એ બાબતમાં આવી સમજ આપી છે:—

લોકો શબ્દાદિ વિષયો તથા રાગદ્વેષાદિ કષાયોથી પીડિત છે. તેને કારણે તેઓને હિતાહિતનું ભાન નથી હોતું; તેમને કશી સમજ આપવી પણ મુશ્કેલ છે. તેઓ આ જ જીવનનાં સત્કાર, માન અને પૂજન માટે, કે જન્મમરણમાંથી મુક્તિ મેળવવા માટે[1], કે દુઃખનો પ્રતિકાર કરવા માટે વિવિધ પ્રવૃત્તિઓ કરે છે. પોતાની તે પ્રવૃત્તિઓ દ્વારા તે આતુર લોકો સર્વત્ર બીજા પ્રાણોની હિંસા કરતા હોય છે કે તેમને પરિતાપ આપતા હોય છે. એ વસ્તુ તેમને માટે અહિતકર છે અને સાચું જ્ઞાન પ્રાપ્ત થવામાં આડે આવનારી છે.

ભગવાને આપેલી આ સમજને બરાબર સમજતા તથા સત્ય માટે ઉદ્યમી થયેલા એવા કેટલાકોએ ભગવાન પાસેથી કે ભગવાનના સાધુઓ પાસેથી જાણ્યું હોય છે કે, વિવિધ જીવોનો ઘાત કરવો એ ગ્રંથ (બંધન) છે, મોહ છે, માર (મૃત્યુ) છે, તથા નરક છે. જે મુનિ છે, તથા આ જાણે છે, તે જ સાચો કર્મજ્ઞ છે અને જાણવાની વસ્તુ પણ એ જ છે. હે સંયમોન્મુખ પુરુષો![2] તમે ઝીણવટથી વિચાર કરી જુઓ. [ ૧૦-૬ ]

---

૧. પોતાની મુક્તિ માટે અન્ય જીવોની હિંસા કર્યાના દાખલા જાણીતા છે.

૨. મૂળ : हन्नमाणा । દુષ્કર્મ કરતાં શરમ પામતા.

મનુષ્યે અન્ય જીવોની બાબતમાં બેદરકાર ન રહેવું[1] જે અન્ય જીવની બાબતમાં બેદરકાર રહે છે, તે આત્માની બાબતમાં પણ બેદરકાર રહે છે, તથા જે આત્માની બાબતમાં બેદરકાર રહે છે, તે અન્ય જીવની બાબતમાં પણ બેદરકાર રહે છે [૨૨]

સર્વત્ર જુ ! જુ ! જીવો રહેલા છે તે જીવસમૂહને ભગવાનની આજ્ઞા અનુસાર બરાબર જાણીને ભયરહિત[2] કરવો. જેઓ વિવિધ જીવોનું સ્વરૂપ જાણવામાં કુશળ છે, તેઓ જ અહિંસાનું સ્વરૂપ જાણવામાં કુશળ છે, અને જેઓ અહિંસાનું સ્વરૂપ જાણવામાં કુશળ છે તેઓ જ અન્ય જીવોનું સ્વરૂપ જાણવામાં કુશળ છે વાસનાનો પરાજય કરનારા, સયત, સદા પ્રયત્નશીલ અને સદા અપ્રમત્ત એવા વીર પુરુષોએ એ વસ્તુ બરાબર જોયેલી છે [૧૫,૨૧,૩૨ ૩]

વિષયભોગમાં આસક્ત લોકો પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, વનસ્પતિ અને ત્રસ (જગમ) જીવોની હિંસા કર્યા કરે છે તેમને તે હિંસાનુ ભાન પણ નથી હોતુ આ તેમને માટે અહિતકર છે, અને સાચુ જ્ઞાન પ્રાપ્ત થવામાં આડે આવનાર છે માટે ભગવાને એ વિષયમાં આપેલી સમજને બરાબર ગ્રહણ કરો

જેમ કોઈક આંધળા માણસને કોઈ છેદે, ભેદે, મારે કે ત્રાસ આપે તો તે ન દેખતો છતો તે છેદનભેદનનુ દુ ખ અનુભવે છે તેમ પૃથ્વીને પણ તે આંધળી છતાં તેના પર શસ્ત્રપ્રહારથી થતુ દુ ખ અનુભવમાં આવે છે જેઓ પૃથ્વીની આસક્તિને કારણે તેની હિંસા કરે છે, તેમને પોતાની આસક્તિ આડે તે હિંસાનુ ભાન નથી હોતુ પરતુ પૃથ્વીની હિંસા ન કરનાર સયમી પુરુષોને તેનું બરાબર ભાન હોય છે બુદ્ધિમાન પુરુષે કદી જાતે પૃથ્વીની હિંસા ન

---

૧ મૂળમાં અબ્ભાઇક્ખ ક્રિયાપદ વાપરેલુ છે, 'હોવા છતાં નથી એમ કહેવુ' એવો તેનો અર્થ થાય

૨ મૂળ અકુતોભય ।

કરવી, ન બીજા પાસે કરાવવી, કે કોઈ કરતો હોય તેને અનુમતિ ન આપવી. જે મુનિ વિવિધ પ્રવૃત્તિઓથી થતી પૃથ્વીની હિંસા બરાબર જાણે છે, તે જ સાચો કર્મજ્ઞ છે. [ ૧૬-૭ ]

તે જ પ્રમાણે, પાણીમાં પણ અનેક પ્રાણો રહેલા છે. અહીં (જિનપ્રવચનમાં તો ) સાધુઓને કહેલું છે કે, પાણી એ જ જીવ છે. તેથી તેનો ઉપયોગમાત્ર હિંસા જ છે. વળી, પાણી વાપરવા જતાં બીજા પણ ( પૃથ્વી, અગ્નિ, વાયુ કે ત્રસ એવા ) અનેક જીવોનો નાશ થાય છે. ઉપરાંત, બીજાના શરીરનો તેની મરજી વિરુદ્ધ ઉપયોગ કરવો એ ચોરી પણ છે. કેટલાક લોકો, 'પાણી અમારે પીવા માટે કે સ્નાન વગેરે માટે છે,' એમ સમજી, તેનો ઉપયોગ કરે છે અને પાણીજીવોની હિંસા કરે છે. એ તેમને ઉચિત નથી. પાણીના ઉપયોગમાં રહેલી પાણીની હિંસાને જે બરાબર જાણે છે, તે જ મુનિ છે, તથા સાચો કર્મજ્ઞ છે માટે બુદ્ધિમાન પુરુષે ત્રણમાંથી એકે પ્રકારે[1] પાણીની હિંસા ન કરવી. [ ૨૩-૨૦ ]

તે જ પ્રમાણે અગ્નિનું[2] પણ સમજવું. જેઓ અગ્નિજીવોનું સ્વરૂપ જાણવામાં કુશળ છે, તેઓ જ અહિંસાનું સ્વરૂપ જાણવામાં કુશળ છે. લોકો વિષયભોગની આસક્તિને કારણે અગ્નિની અને સાથે બીજા પણ અનેક પ્રાણોની હિંસા કર્યા કરે છે. કારણ કે અગ્નિ સળગાવતાં, પૃથ્વી, તૃણ, પાંદડાં, લાકડાં, છાણાં, કચરો એ બધાને આશરે રહેતા, તથા બીજા આજુબાજુ ઊડનારા કે ફરનારા એમ અનેકવિધ પ્રાણો અગ્નિમાં પડે છે અને અગ્નિથી

૧. જાતે કરવું, બીજા પાસે કરાવવું, કે કોઈ કરનારને અનુમતિ આપવી, એ ત્રણ પ્રકારો છે.

૨. મૂળમાં અગ્નિ માટે 'દીહલોગસત્થ' શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ એ પ્રમાણે કાટે છે કે, દીર્ઘ શરીરવાળી વનસ્પતિ — તેનું નાશક શસ્ત્ર — તે, અગ્નિ.

સ્પર્શાઈને સંકોચ પામે છે, પરિતાપ પામે છે કે નાશ પામે છે. [ ૩૬ ૮ ]

તે જ પ્રમાણે કેટલાક લોકો આસક્તિને કારણે વનસ્પતિની હિંસા કરે છે પરંતુ હું કહું છું કે આપણી પેઠે વનસ્પતિ પણ જન્મશીલ છે, વૃદ્ધિશીલ છે, તથા સચિત્ત છે. જેમ આપણને કોઈ છેદે ત્યારે આપણે મ્લાન થઈ જઈએ છીએ, તેમ તે પણ છેદાય છે ત્યારે મ્લાન થઈ જાય છે. આપણે જેમ ખોરાક લઈએ છીએ, તેમ તે પણ ખોરાક લે છે; આપણે અનિત્ય અને અશાશ્વત[1] છીએ, તેમ તે પણ અનિત્ય અને અશાશ્વત છે, આપણે વધીએ ઘટીએ છીએ, તેમ તે પણ વધે ઘટે છે, તથા આપણામાં જેમ વિકારો થયા કરે છે, તેમ તેનામાં પણ વિકારો થાય છે. જેઓ વનસ્પતિની હિંસા કરે છે, તેઓને તે હિંસાનું ભાન નથી હોતું પરંતુ લોકમાં ચાલતી વનસ્પતિની હિંસાને જે જાણે છે, તે જ મુનિ સાચો કર્મજ્ઞ છે. [ ૪૫ ૭ ]

અંડજ, પોતજ, જરાયુજ, રસજ, સંસ્વેદજ, સંમૂર્છિમ, ઉદ્‌ભિજ્જ અને ઔપપાતિક[2] આ બધા ત્રસ એટલે કે જંગમ પ્રાણો છે. અજ્ઞાની અને મંદ લોકોને વારંવાર અવતરવાની એ બધી યોનિઓ સંસાર કહેવાય છે. જગતમાં જ્યાં જુઓ ત્યાં

૧ 'અનિત્ય' એટલે નિયત આયુષ્યવાળા, જેમકે વનસ્પતિ-શરીરનું વધારેમાં વધારે આયુષ્ય ૧૦,૦૦૦ વર્ષનું છે અને 'અશાશ્વત' એટલે ક્ષણે ક્ષણે વૃદ્ધિહાનિરૂપી વિકાર પામ્યા કરનારા — હમેશ એકરૂપે ન રહેનારા

૨ ઈંડામાંથી જન્મનારા તે અંડજ, બચ્ચારૂપે જ અવતરનારા તે પોતજ, ઓરથી વીંટળાઈને જન્મનારા તે જરાયુજ, આથો, દહીં વગેરેમાં થતા તે રસજ, પરસેવાથી થતા તે સંસ્વેદજ, નરમાદાના સંયોગ વિના થતા તે સંમૂર્છિમ, જમીન વગેરે ફોડીને નીકળતા પતંગ, દેડકા વગેરે તે ઉદ્‌ભિજ્જ, અને વજ્રની ભીંત કે દેવશય્યામાં જ સીધા જન્મનારા નારકો અને દેવો તે ઔપપાતિક

વ્યાકુળ બનેલા લોકો પ્રાણોને પરિતાપ આપ્યા જ કરે છે. એ પ્રાણો ચારે બાજુએ ત્રાસ પામી રહ્યા છે. કેટલાકો તેમના શરીર માટે તે પ્રાણોને હણે છે, તો કેટલાકો ચામડા માટે, માંસ માટે, લોહી માટે, હૃદય માટે, પિત્ત માટે, ચરબી માટે, પીંછાં માટે, વાળ માટે, શીંગડાં માટે, વિષાણ[1] માટે, દાંત માટે, દાઢ માટે, નખ માટે, સ્નાયુઓ માટે, હાડકાં માટે, અસ્થિમજ્જા માટે — એમ વિવિધ પ્રકારનાં પ્રયોજનો માટે ત્રસ પ્રાણીઓનો વધ કરે છે;[2] તો કેટલાકો કાંઈ પ્રયોજન વિના પણ તેમને હણે છે. વળી કેટલાકો, 'આણે મને માર્યો હતો, આ મને મારે છે, કે આ મને મારશે' એમ સમજીને ત્રસ પ્રાણીઓની હિંસા કરે છે. પરંતુ પ્રત્યેક પ્રાણીની શાંતિનો વિચાર કરીને તથા તેને બરાબર સમજીને હું કહું છું કે, બધાં ભૂતપ્રાણીઓને પીડા, અશાંતિ કે ભય એ દુઃખરૂપ છે; માટે મેધાવી પુરુષે તેમની હિંસા ન કરવી કે ન કરાવવી. [૪૮-૫૪]

તે જ પ્રમાણે વાયુ[3] જીવોનું પણ સમજવું. લોકો આસક્તિને કારણે વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા વાયુની અને સાથે સાથે બીજા અનેક

---

1. હાથીના દંતૂશળ.

૨. ટીકાકાર આ પ્રયોજનોનાં જે દૃષ્ટાંત આપે છે તે જાણવા જેવાં છે. તેમાંથી કેટલાક અહીં બતાવ્યાં છે. વર્તમાન દૃષ્ટાંતો વાચક ઘટાવી લે. 'શરીર માટે' — ઉપર બેસી મંત્રાદિ સાધવા કોઈ લક્ષણવંતા પુરુષને મારે, અથવા ઝેર ખાધેલા માણસને હાથી મારીને તેના શરીરમાં ઘાલે; 'લોહી માટે' — ત્રિશૂળ વગેરેને લગાવવા માટે; 'હૃદય માટે' — સાધકો હૃદય લઈને તેને મથે છે; 'પિત્ત માટે' — મોર વગેરેને મારે છે; 'ચરબી માટે' — વાઘ, મગર, વરાહ વગેરેને; 'પૂંછ માટે' — રોઝ વગેરેને; 'વાળ માટે' — ચમરી ગાય વગેરેને; 'દાંત માટે' — શિયાળને (તેના દાંતથી અંધારું દૂર થાય છે); 'દાઢ માટે' — વરાહને; 'નખ માટે' — વાઘ વગેરેને; 'સ્નાયુઓ માટે' — ગાય ભેંસ વગેરેને; 'હાડકાં માટે' — શંખ છિપોલી વગેરેના જીવોને; 'અસ્થિમજ્જા માટે' — મહિષ, વરાહ વગેરેને.

૩. મૂળમાં પવન શબ્દ છે.

પ્રાણોની હિંસા કરે છે કારણ કે, ઊડનારા પ્રાણો બળાત્કારથી વાયુમાં પડે છે અને ત્યાં આઘાત, સંકોચ, પરિતાપ કે વિનાશ પામે છે [૫૮-૯]

જે માણસ વિવિધ પ્રાણોની હિંસામાં પોતાનું જ અનિષ્ટ અને અહિત જોઈ શકે છે, તે તેનો ત્યાગ કરવા સમર્થ થઈ શકે છે જે માણસ પોતાનું દુ ખ જાણે છે, તે બહારનાનું દુ ખ જાણે છે અને જે બહારનાનું દુ ખ જાણે છે, તે પોતાનું દુ ખ પણ જાણે છે એ બંને સરખી કોટી છે શાંતિને પામેલા સંયમીઓ બીજા જીવની હિંસા કરીને જીવવાની ઇચ્છા નથી કરતા [૫૫૭]

પ્રમાદ અને તેને પરિણામે કામગુણોમાં આસક્તિ એ જ હિંસા છે માટે બુદ્ધિમાન પુરુષે 'પ્રમાદથી જે મે પહેલાં કર્યું તે હવેથી નહિ કરું' એવો નિશ્ચય કરવો જોઈએ [૩૪૫]

હિંસાના મૂળરૂપ હોઈ, કામગુણો જ સંસારના ફેરા છે સંસારના ફેરા છે તે કામગુણોનું જ બીજું નામ છે માણસ બધે ઠેકાણે અનેક પ્રકારનાં રૂપો જોતો અને શબ્દો સાંભળતો, રૂપોમાં અને શબ્દોમાં મૂર્છિત થાય છે એનું નામ જ સંસાર છે એવો માણસ જિનોની આજ્ઞાને અનુસરી શકતો નથી પરંતુ ફરી ફરીને કામગુણોનો આસ્વાદ લેતો હિંસાદિ વક્ર પ્રવૃત્તિઓ કરતો પ્રમાદપૂર્વક ઘરમાં જ મૂર્છિત રહે છે [૪૦૪]

'વિવિધ કર્મોરૂપી હિંસાની પ્રવૃત્તિઓ હું નહિ કરું' એ વૃત્તિથી ઉદ્યત થયેલો અને એમ જ માનનારો તથા અભયના સ્વરૂપને સમજનારો બુદ્ધિમાન પુરુષ તે પ્રવૃત્તિઓ નથી કરતો, તેવા પુરુષને (જિનપ્રવચનમાં) 'ઉપરત' અને 'અનગાર'[1] કહેવામાં આવે છે લોકમાં ચાલતી છ જીવકાયો (વર્ગો)ની હિંસા જે બરાબર જાણે છે, તે જ મુનિ કર્મોને બરાબર સમજેલો છે એમ હું કહું છું માટે બુદ્ધિમાન પુરુષ છયે જીવનિકાયોની હિંસા

1 અગાર એટલે ઘરબાર તે વિનાનો — સંપાદક

ન કરે, બીજા પાસે ન કરાવે, કે કોઈ કરતો હોય તેને અનુમતિ ન આપે. હિંસામાંથી વિરામ પામેલો વિવેકી વસુમાન[1] અકરણીય પાપકર્મોની પાછળ ન દોડે. પાપકર્મમાત્રમાં છમાંથી કોઈ પણ જીવવર્ગની હિંસા કે દ્રોહ રહેલાં છે. [ ૩૯,૬૧ ]

છતાં, કેટલાય લોકો પોતાને 'અનગાર' કહેરાવતા છતા, વિવિધ પ્રવૃત્તિઓથી જીવોની હિંસા કર્યા કરે છે. આ જીવિતનાં સત્કાર, માન અને પૂજન માટે, કે જન્મમરણના ફેરા ટાળવા માટે, કે દુ:ખના પ્રતિઘાત માટે, કે વિષયાસક્તિને કારણે, તેઓ તે હિંસા કરે છે. તેવા લોકો પોતાને માટે બંધન જ ઊભું કરે છે. તેઓ આચારમાં સ્થિર નથી; અને હિંસા કરતા છતા પોતાને 'સંયમી' કહેવરાવે છે. પરંતુ તે સ્વચ્છંદી, પદાર્થોમાં આસક્તિવાળા, તથા પ્રવૃત્તિઓમાં મચેલા લોકો સંગ જ વધારે છે. [ ૬૦ ]

જે સરળ હોય, મુમુક્ષુ હોય, અને અદંભી હોય, તે જ સાચો અનગાર છે. જે શ્રદ્ધાથી માણસ ગૃહત્યાગ કરે, તે જ શ્રદ્ધાને, શંકાઓ અને આસક્તિ છોડી, હંમેશાં ટકાવી રાખવી જોઈએ. વીરપુરુષો એ મહામાર્ગે જ ચાલેલા છે. [ ૧૮-૨૦ ]

---

૧. અહીં વસુ એટલે ગુણસંપત્તિ.

## લોકવિજય

૧

જે કામગુણો છે, તે જ સંસારનાં મૂળસ્થાનો છે; અને સંસારનાં જે મૂળસ્થાનો છે, તે જ કામગુણો છે. કારણ કે, તે કામગુણોમાં આસક્ત માણસ પ્રમાદથી માતપિતા, ભાઈબહેન, પત્નીપુત્ર, વહુદીકરી, મિત્રસ્વજન તેમ જ બીજી ભોગસામગ્રી તથા અન્નવસ્ત્ર વગેરેમાં મમતાપૂર્વક તપ્યા કરે છે. તે બધા વિષયોના સંયોગનો અર્થી તથા તેમાં જ લીન થયેલા ચિત્તવાળો તે માણસ રાતદિવસ પરિતાપ પામતો, કાળઅકાળનો વિચાર કર્યા વિના સખત પરિશ્રમ ઉઠાવતો, વગર વિચાર્યે અનેક પ્રકારનાં કાળાં કર્મો કરે છે; તથા અનેક જીવોના વધ, છેદ, ભેદ તથા ચોરી, લૂંટ, ત્રાસ વગેરે પાપકર્મો કરવા તત્પર થાય છે; એટલું તો શું, કોઈએ ન કરેલું એવું કરવાનો પણ ઇરાદો રાખે છે. [ ૬૨,૬૬ ]

સ્ત્રી અને ધનના કામી તથા દુઃખથી ડરતા એવા તે અજ્ઞાની જીવો પોતાના સુખ માટે શરીરબળ[1], જ્ઞાતિબળ, મિત્રબળ, પ્રેત્યબળ,[2] દેવબળ, રાજબળ, ચોરબળ, અતિથિબળ, કૃપણબળ અને શ્રમણબળ[3] મેળવવા ગમે તેવાં કાર્યો કરે છે; અને તેમ કરતાં થતી અન્ય જીવોની હિંસાની જરાય પરવા કરતા નથી. [ ૭૫ ]

---

૧. મૂળ : આત્મબળ.

૨ પ્રેતયોનિ – દાનવ વગેરેનું બળ.

૩. શ્રમણબળ એટલે કે તેમની પાસેથી મેળવેલું મંત્રતંત્રનું બળ કે તેમની સેવા કરી મેળવેલું પુણ્યરૂપી બળ; કૃપણ એટલે ભિખારી અને અતિથિનું પણ તેમ જ સમજવું.

કામિની અને કાંચનમાં[1] મૂઢ એવા તે લોકોને જીવિતમાં અત્યંત રાગ હોય છે. મણિ, કુંડળ અને હિરણ્ય વગેરેમાં પ્રીતિવાળા તથા સ્ત્રીઓમાં અત્યંત આસક્તિવાળા તે લોકોને એમ જ દેખાય છે કે, અહીં કોઈ તપ નથી, દમ નથી કે નિયમ નથી. જીવન અને તેના ભોગોની કામનાવાળો તે મહામૂઢ મનુષ્ય ગમે તેમ બોલે છે તથા હિતાહિતજ્ઞાનશૂન્ય બની જાય છે. [ ૭૯ ]

તે લોકો સ્ત્રીઓથી હારી ગયેલા હોય છે. તેઓ એમ જ માને છે કે એ જ સુખની ખાણ છે. ખરી રીતે તો તે દુઃખ, મોહ, મૃત્યુ[2], નરક અને હલકી પશુગતિનું કારણ છે. [ ૮૪ ]

કામભોગના જ વિચારમાં મન વચન અને કાયાથી મગ્ન રહેનારા તે મનુષ્યો પોતાની પાસે જે કાંઈ ધન હોય છે, તેમાં અત્યંત આસક્ત રહે છે; તથા બેપગાં, ચારપગાં કે ગમે તે પ્રાણીઓના વધ કે નિગ્રહથી પણ તેની વૃદ્ધિ કરવા ઇચ્છે છે. [ ૮૦ ]

પરંતુ, માણસનું જીવિત અતિ અલ્પ છે. જ્યારે આયુષ્ય મૃત્યુથી ઘેરાવા માંડે છે, ત્યારે શ્રોત્ર, ચક્ષુ વગેરે ઇંદ્રિયોના બળની હાનિ થવા લાગતાં માણસ મૂઢ બની જાય છે. તે વખતે પોતાનાં માનેલાં સગાંસંબંધી, કે જેઓની સાથે તે લાંબા કાળથી રહેતો હોય છે, તેઓ પણ તેનો તિરસ્કાર કરવા લાગે છે. વૃદ્ધાવસ્થામાં હાસ્ય, ક્રીડા, રતિ કે શૃંગાર રહેતાં નથી. વય અને યૌવન (પાણીને વેગે) ચાલ્યાં જાય છે. તે વખતે પ્રિય માનેલાં સગાંસંબંધી મનુષ્યનું મૃત્યુમાંથી રક્ષણ કરી શકતાં નથી કે તેનું શરણ બની શકતાં નથી. જે માતપિતાએ નાનપણમાં તેનું પોષણ કર્યું હતું તથા મોટા થયા પછી પોતે જેમનું રક્ષણ કરતો હતો, તે પણ તેને બચાવી શકતાં નથી. [૬૩-૫]

૧. મૂળ : ક્ષેત્ર ( ધન-ધાન્ય ) અને વાસ્તુ ( ઘર-કુટુંબ ).
૨. મૂળ : માર।

અથવા, અસંયમથી કેટલીક વાર તેને રોગો થાય છે. અથવા જેઓની સાથે તે લાંબા કાળથી રહેતો હોય છે, તે પોતાનાં માનેલાં માણસો પહેલાં જ તેને છોડીને ચાલ્યાં જાય છે. આમ તેઓ તેના સુખનું કારણ થઈ શકતાં નથી કે તેને દુઃખમાંથી બચાવી શકતાં નથી; તેમ તે પોતે પણ તેઓને દુઃખમાંથી બચાવી શકતો નથી. દરેકને પોતપોતાનું સુખ કે દુઃખ જાતે જ ભોગવવું પડે છે. [૮૨]

તે જ પ્રમાણે, જે ઉપભોગસામગ્રી તેણે સગાંસંબંધીઓ સાથે ભોગવવા માટે મહાપ્રયત્ને તથા ગમે તેવાં કુકર્મો કરીને એકઠી કરી હોય છે, તે ભોગવવાનો અવસર આવતાં કાં તો પોતે રોગથી ઘેરાઈ જાય છે, કે તે સગાંસંબંધીઓ જ તેને છોડીને ચાલ્યાં જાય છે, કે તે પોતે તેઓને છોડીને ચાલ્યો જાય છે. [૬૭].

અથવા, કોઈ વાર તે ભેગી થયેલી સંપત્તિ દાયાદો વહેંચી લે છે, ચોર ચોરી જાય છે, રાજા લૂંટી લે છે, અથવા તે પોતે જ નાશ પામે છે કે અગ્નિથી બળી જાય છે. આમ, સુખની આશાથી ભેગી કરેલી ભોગસામગ્રી દુઃખનું જ કારણ થઈ પડે છે. પરંતુ મોહથી મૂઢ બનેલા મનુષ્યો તે જાણતા નથી. [૮૩]

આમ, કોઈ કોઈનું રક્ષણ કરી શકતું નથી, કે કોઈ કોઈને બચાવી શકતું નથી. દરેકને પોતાનાં સુખદુઃખ જાતે જ ભોગવવાં પડે છે. માટે, જ્યાં સુધી પોતાની ઉંમર હજુ મૃત્યુથી ઘેરાઈ નથી, તથા શ્રોત્ર વગેરે ઇંદ્રિયોનું બળ (તેમજ પ્રજ્ઞા, સ્મૃતિ, મેધા) વગેરે કાયમ છે, ત્યાં સુધી અવસર ઓળખી શાણા પુરુષે પોતાનું કલ્યાણ[1] બરાબર સાધી લેવું જોઈએ. [૬૮-૭૧]

જરા વિચાર તો કરો! જગતમાં બધાંને જ સુખ પસંદ છે અને બધાં સુખની જ પાછળ દોડતાં હોય છે. છતાં જગતમાં સર્વત્ર અંધપણું, બહેરાપણું, મૂંગાપણું, કાણાપણું, ઠોંરિયાપણું, કુબ્જાપણું, ખૂંધિયાપણું, કાળાપણું, કોઢિયાપણું વગેરે દુઃખો

૧. મૂળઃ આત્માર્થ.

જોવામાં આવે જ છે. એ બધાં દુઃખો વિષયસુખની પાછળ પડેલા મનુષ્યોને પોતાની આસક્તિરૂપી પ્રમાદને કારણે જ પ્રાપ્ત થયાં હોય છે. એ વિચારી, બુદ્ધિમાન મનુષ્ય સાવધાન થાય. અજ્ઞાની મનુષ્ય જ વિષયસુખની પાછળ પડી, અનેક પ્રકારની યોનિઓમાં જન્મ-મરણના ફેરા ફરતો હણાયા કરે છે. [ ૭૭-૯ ]

'મેં અમુક કર્યું છે, અને હજુ અમુક કરીશ', એવા ઘોડા દોડાવ્યા કરતો તે માયાપૂર્ણ મનુષ્ય પોતાનાં કર્તવ્યોમાં મૂઢ થઈ, ફરી ફરી લોભ વધાર્યા કરે છે અને એ રીતે પોતે પોતાનો વેરી બને છે. સુખાર્થી, ગમે તેમ બોલતા, અને દુઃખથી મૂઢ બનતા જતા તે મનુષ્યની બુદ્ધિને બધું અવળું જ સૂઝે છે. એ રીતે પોતાના પ્રમાદથી તે પોતાનો નાશ કરે છે. [ ૯૪,૯૭ ]

કામો પૂર્ણ થવા અશક્ય છે, અને જીવિત વધારી શકાતું નથી. કામકામી મનુષ્ય શોક કર્યા જ કરે છે તથા ઝૂર્યાં કરે છે. મર્યાદાઓનો લોપ કરતો જતો તે કામી, પોતાની કામાસક્તિ અને રાગને કારણે પીડાય છે અને પરિતાપ પામે છે. જેનાં દુઃખ કદી શમતાં નથી એવો તે મંદ મનુષ્ય, દુઃખોના ફેરામાં જ ફર્યાં કરે છે. [૯૨,૮૧]

ભોગોથી કદી તૃષ્ણા શમી શકતી નથી. વળી તે મહાભયરૂપ તથા દુઃખના કારણરૂપ છે; માટે તેમની કામના છોડી દો તથા તેમને માટે કોઈને પીડા ન કરો. પોતાને અમર જેવો માનતો જે માણસ ભોગોમાં મહા શ્રદ્ધા રાખે છે, તે દુઃખી થાય છે. માટે તૃષ્ણાનો ત્યાગ કરો. કામોનું સ્વરૂપ અને તેમનાં વિકટ પરિણામો ન સમજતો કામકામી અંતે રડે છે અને પસ્તાય છે. [૮૪-૫,૯૪-૫]

વિષયકષાયાદિમાં અતિ મૂઢ રહેનો માણસ સાચી શાંતિના મૂળરૂપ ધર્મને ઓળખી જ શકતો નથી. માટે, વીર ભગવાને કહ્યું છે કે, એ મહામોહમાં બિલકુલ પ્રમાદ ન કરવો. હે ધીર પુરુષ! તું આશા અને સ્વચ્છંદનો ત્યાગ કર. તે બેનું શળ સ્વીકારીને જ તું રખડ્યા કરે છે. સાચી શાંતિના સ્વરૂપનો અને મરણનો વિચાર

કરીને, તથા શરીરને નાશવંત જાણીને કુશળ પુરુષ કેમ કરીને પ્રમાદ કરે? [૮૪]

જે મનુષ્યો ધ્રુવ વસ્તુ ઇચ્છે છે,[1] તેઓ ક્ષણિક તથા દુખરૂપ ભોગજીવનને ઇચ્છતા નથી જન્મ અને મરણનો વિચાર કરીને બુદ્ધિશાળી મનુષ્યે દઢ એવા સયમમા જ સ્થિર થવુ, તથા એક વાર સયમ[2] માં ઉત્સુક થવા બાદ, અવસર ઓળખી એક મુહૂર્ત પણ પ્રમાદ ન કરવો કારણ કે, મૃત્યુ આવવાનુ જ છે [૮૦,૬૫]

આમ જે વારવાર કહેવામા આવે છે, તે સયમની વૃદ્ધિને અર્થે છે [૯૪]

કુશળ પુરુષો કામને[3] નિર્મૂળ કરી, સર્વ સાસારિક સબધો અને પ્રવૃત્તિઓમાથી છૂટા થઈ, પ્રવજિત[4] થાય છે તેઓ કામોનુ સ્વરૂપ સમજતા હોય છે તથા દેખતા હોય છે તેઓ બધુ બરાબર સમજી, કશાની આકાક્ષા રાખતા નથી [૭૫]

જેઓ કામગુણોને ઓળગી જાય છે, તેઓ ખરેખર મુક્ત છે. અકામ વડે કામને દૂર કરતા તેઓ, પ્રાપ્ત થયેલા કામગુણોમા પણ ખૂચી જતા નથી [૭૪]

ભગવાને આપેલી આ સમજને જાણતો અને સત્ય માટે ઉદ્યત થયેલો મનુષ્ય પછી આ તુચ્છ ભોગજીવનને અર્થે પાપકર્મ કરે નહિ, કે વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા કોઈ પણ પ્રાણીની જાતે હિંસા ન કરે કે બીજા પાસે ન કરાવે બધા પ્રાણોને આયુષ્ય અને સુખ પ્રિય છે, તથા દુ ખ અને વધ અપ્રિય છે. બધા જ પ્રાણો જીવિતની કામનાવાળા અને જીવિતને પ્રિય માનનારા છે. પ્રમાદને લીધે

---

૧ મૂળમા 'ધ્રુવચારી' શબ્દ છે

૨ મૂળમા 'અહોવિહાર' શબ્દ છે 'અહો' શબ્દ ધન્યતાવાચક છે અહોવિહાર એટલે સ્તુતિપાત્ર — ધન્ય, એવો વિહાર — સયમ

૩ મૂળ લોભ (કામના)

૪ મૂળ 'અકર્મા થાય છે'

અત્યાર સુધી જે વ્યથા પ્રાણોને આપી હોય, તેને બરાબર સમજી લઈ, ફરીથી તેમ કરતા અટકવું તેનું નામ જ ખરી સમજ છે. અને એ જ કર્મની ઉપશાંતિ છે. આર્ય પુરુષોએ એ માર્ગ જણાવેલો છે: એ સમજીને માણસ પછી ત્યાં લેપાતો નથી. [૯૬,૮૦,૯૭,૭૬]

૨

જેવું અંદર છે, તેવું બહાર છે; અને જેવું બહાર છે, તેવું અંદર છે. પંડિત પુરુષ શરીરની અંદરના દુર્ગંધથી ભરેલા ભાગોને જુએ છે અને શરીરનાં મળો ઝરતાં બાહ્ય સ્થાનોનું સ્વરૂપ બરાબર સમજે છે. બુદ્ધિમાન મનુષ્ય તેને બરાબર સમજીને, બહાર કાઢેલી લાળને પાછી ચૂસતાં બાળકોની જેમ, ત્યાગેલા ભોગોમાં ફરી પડતો નથી. [૯૩-૪]

વિવેકી પુરુષ અરતિને વશ થતો નથી; તેમ જ રતિને વશ થતો નથી. તે સ્થિતપ્રજ્ઞ[1] છે. તે ક્યાંય રાગ નથી કરતો. પ્રિય અને અપ્રિય શબ્દો અને સ્પર્શો સહન કરતો તે વિવેકી, જીવિતની તૃષ્ણા પ્રત્યે નિર્વેદ પામે છે અને સંયમનું[2] પાલન કરી, કર્મશરીર ખંખેરી નાખે છે. [૯૮-૯]

વીર પુરુષ ઊંચે નીચે અને તીરછે — બધી કોરનું બધું સમજીને ચાલે છે. તે હિંસાદિથી લેપાતો નથી. જે અહિંસામાં કુશળ છે, અને બંધમાંથી મુક્તિ મેળવવાની જ તરખટમાં રહે છે, તે સાચો બુદ્ધિમાન છે. તે કુશળ પુરુષ સંયમનો પ્રારંભ કરે છે, પણ હિંસાદિ પ્રવૃત્તિનો નથી કરતો. [૧૦૨-૩]

---

૧. મૂળ: 'અવિમણે'—અવિમનસ્ક. રતિ અને અરતિનો ત્યાગ કરેલો હોવાથી વિમનસ્ક–બુદ્ધિભ્રષ્ટ ન થનારો.

૨. મૂળ: મૌન। એટલે કે મુનિનો આચાર — પ્રવ્રજ્યાપૂર્વક સંયમનું પાલન.

જે કોઈ એકનો આરંભ [હિંસા] કરે છે, તે છમાંના બીજાનો પણ કરે છે[1] કર્મને બધી રીતે બરાબર સમજી, તેમાં પ્રવૃત્તિ ન કરવી [૯૭૧૦૧]

'આ મારું છે' એવો સંકલ્પ જે છોડે છે, તે મમત્વને છોડે છે જેને મમત્વ નથી, તે જ મુનિ સાચો માર્ગદ્રષ્ટા છે [૯૮]

સંસારી જીવ અનેક વાર ઉચ્ચ ગોત્રમાં આવે છે, તેમ જ નીચ ગોત્રમાં પણ જાય છે આવું જાણી, કોણ પોતાના ગોત્રનું ગૌરવ કરે, કે તેમાં આસક્તિ રાખે, કે સારાનરસા ગોત્રનો હર્ષશોક કરે? [૭૭]

લોકોના સંબંધોને જે વીર વટાવી જાય છે, તે પ્રશંસાને પાત્ર છે તેવો મુનિ જ 'જ્ઞાત' એટલે 'પ્રસિદ્ધ' કહેવાય છે મેધાવી પુરુષે લોકનું સ્વરૂપ બરાબર જાણીને તથા લોકસંજ્ઞાનો[2] ત્યાગ કરીને પરાક્રમ કરવું એમ હું કહું છું [૧૦૦/૮]

પદાર્થોને જે યથાવસ્થિતરૂપે જાણે છે,[3] તે જ યથાર્થતામાં રહે છે[4], અને જે યથાર્થતામાં રહે છે, તે જ પદાર્થોને યથાવસ્થિત રૂપે જાણે છે એવા મનુષ્યો જ બીજાને દુઃખની સાચી સમજ આપી શકે છે તે લોકો ઓઘને (કર્મપ્રવાહને) તરી ગયેલા છે અને તે જ તીર્ણ, મુક્ત અને વિરક્ત કહેવાય છે, એમ હું કહું છું [૧૦૧૯૯]

---

૧ પૃથ્વી પાણી વગેરે છ જીવવર્ગો આરંભનો મુખ્ય અર્થ પ્રવૃત્તિ છે પરંતુ તે હિંસાના અર્થમાં પણ વારંવાર વપરાય છે

૨ લોકરુચિ કે લોકપ્રવૃત્તિ લોકોની શરમ કે લોકોનું અનુસરણ છોડી આત્માના વિભાવોરૂપ લોકને જીતવો એ જ આ અધ્યયનનો વિષય પણ છે, અને નામ પણ છે

૩ મૂળ 'અનન્યદર્શી' અર્થાત્ જેવું છે તેનાથી અન્ય ન જોનારો

૪ મૂળ અનન્યારામ

જે માણસ જ્ઞાની[1] છે, તેને માટે કશો ઉપદેશ નથી. તેવો કુશળ પુરુષ કાંઈ કરે અથવા ન કરે તેથી તે બદ્ધ પણ નથી અને મુક્ત પણ નથી. [તોપણ] લોકસંજ્ઞાને બધી રીતે બરાબર સમજીને અને સમયને ઓળખીને તે કુશળ પુરુષ (પૂર્વેના મહાપુરુષોએ) ન આચરેલાં કર્મો આચરતો નથી. [૮૧,૧૦૩]

જે બંધાયેલાઓને મુક્ત કરે છે, તે વીર પ્રશંસાપાત્ર છે. [૧૦૨]

૩

સંસારીઓનાં દુઃખોનું વૈદું કરનાર કહેવાતા, તથા પોતાને પંડિત માનતા કેટલાક તીર્થિકો[2] ઘાતક, છેદક, ભેદક, લોપક, ઉપદ્રવી અને કેર વર્તાવનારા હોય છે. કોઈએ નહીં કરેલું એવું અમે કરીશું એમ તેઓ માને છે. તેમના અનુયાયીઓ પણ તેમના જેવા હોય છે. એવા મંદ મનુષ્યોનો સંસર્ગ ન કરવો. તેવા દુર્વસુ, અસંયમી, અને જીવનચર્યામાં શિથિલ મુનિઓ સત્પુરુષોની આજ્ઞાના વિરાધક[3] હોઈ તુચ્છ છે. [૯૫,૧૦૦]

મંદ અને મોહથી ઘેરાયેલા કેટલાક લોકો સંયમ સ્વીકારીને પણ, વિષયોનો સંબંધ થતાં, ફરી સ્વચ્છંદે વર્તવા લાગે છે. 'અપરિગ્રહી થઈશું' એમ વિચારીને ઉદ્યત થયા છતાં, કામભોગો મળતાં જ તેઓ તેમાં ખૂંચી જાય છે; અને સ્વચ્છંદે વર્તી, મોહમાં વારંવાર ડૂબ્યા કરે છે. તેઓ આ કાંઠે પણ નથી અને પેલે કાંઠે પણ નથી. સાચો સાધુ તેવો હોતો નથી. સંયમ પ્રત્યે અરતિ દૂર કરનાર અને સંયમથી ન થાકનાર મેધાવી વીર પ્રશંસાને પાત્ર છે. તેવો માણસ શીઘ્ર મુક્ત થાય છે. [૭૩,૯૫,૭૨,૮૫]

---

૧. મૂળ: 'પશ્યક'.
૨. 'તીર્થ' એટલે સંપ્રદાય, તે પ્રવર્તાવનારાઓ.
૩. આરાધકથી ઊલટા.

ઉદ્યમવંત, આર્ય, આર્યપ્રજ્ઞ અને આર્યદર્શી[1] એવો સંન્યાસી મુનિ સમયને બરાબર વર્તીને પ્રવૃત્તિ કરે છે. કાળ, બળ, પ્રમાણ, ક્ષેત્ર, અવસર, વિનય, ભાવ તથા સ્વપર સિદ્ધાંતો[2] જાણનારો, પરિગ્રહમાં મમતા વિનાનો, યથાસમય પ્રવૃત્તિ કરનારો, એવો તે નિઃસંકલ્પ ભિક્ષુ રાગ અને દ્વેષ છેદીને પોતાના સંયમધર્મમાં પ્રવર્તે છે. પોતાને જોઈતાં વસ્ત્ર, પાત્ર, કંબળ, રજોહરણ, રહેઠાણ અને આસન — એ બધું તે નિર્દોષ રીતે ગૃહસ્થો પાસેથી યાચી લે છે. ગૃહસ્થો પોતાને કે પોતાનાં[3] માટે વિવિધ કર્મસમારંભોથી ભોજન, વાળુ, શિરામણ કે ઉત્સવાદિ[4] માટે ખાદ્યો તૈયાર કરે છે કે સંઘરે છે. તેમની પાસેથી પોતાને જોઈતો આહાર તે ભિક્ષુ વિધિપૂર્વક માગી લે છે.

તે ભિક્ષુ મહા આરંભથી[5] બનેલો આહાર લેતો નથી, લેવરાવતો નથી કે બીજાને તેની સંમતિ પણ આપતો નથી. સત્યદર્શી વીરપુરુષો જાડુંપાતળું અને લૂખુંસૂકું ભિક્ષાન્ન જ લે છે. સર્વ પ્રકારના ભિક્ષાના દોષો[6] સમજીને, તે દોષોથી મુક્ત બની, તે મુનિ પોતાની ચર્યામાં વિહરે છે. તે જાતે કશું ખરીદતો નથી, ખરીદાવતો નથી કે તેમ કરવાની બીજાને સંમતિ આપતો નથી. મને કોઈ આપતું નથી એમ કહી, તે ક્રોધ કરતો નથી, થોડું આપે તેની નિંદા કરતો

૧ આર્ય એટલે કે પ્રગુણ – ન્યાયોપપન્ન દર્શન છે જેનું

૨ મૂળ 'સમય'

૩ મૂળમાં પુત્ર, પુત્રી, પુત્રવધૂ જ્ઞાતિ, ધાત્રી, રાજા, દાસ, દાસી, કમકર, કર્મકરી અતિથિ (आएसअ) — એટલાં ગણાવ્યાં છે

૪ મૂળ पायरासाए (શિરામણ) मा मासाए (વાળુ) पहेणाए (ઉત્સવ)

૫ જુઓ પા ૧૭ નોંધ ૧

૬ મૂળમાં 'આમગંધ' છે. ટીકાકાર 'આમ' એટલે અપરિશુદ્ધ એવો અર્થ કરી, ગંધ શબ્દથી 'ઉદ્દેશીને કરેલું વગેરે કારણે દોષિત' એવો અર્થ લે છે. ભિક્ષાન્નના દોષોની વિગત માટે જુઓ 'મહાવીરસ્વામીનો સંયમધર્મ' (બીજી આવૃત્તિ) પા ૧૪૮ ૫૦, અથવા આ સૂત્રનો બીજો ખંડ અધ્યયન ૧

નથી; કોઈ આપવાની ના પાડે તો પાછો ચાલ્યો જાય છે; આપે તો લઈને પાછો ઉતારે આવે છે; આહાર મળે તો ખુશ થતો નથી; ન મળે તો શોક કરતો નથી; મળેલા આહારનું પરિમાણ જાળવે છે; વધારે મળે તો સંઘરો કરતો નથી, તથા પોતાની જાતને સર્વ પ્રકારે પરિગ્રહથી દૂર રાખે છે. આર્યપુરુષોએ એ માર્ગ જણાવેલો છે; તેથી કુશળ પુરુષ [આહારદોષમાં] લેપાતો નથી એમ હું કહું છું. [૮૫-૯૧]

તે સંયમી મુનિ જેવી રીતે કોઈ (પૈસેટકે) પૂર્ણ માણસને ઉપદેશ આપે છે, તેવી જ રીતે તુચ્છ એવા કંગાળને પણ આપે છે; જેવી રીતે ગરીબને આપે છે, તેવી રીતે ધનિકને પણ આપે છે. ધર્મોપદેશ કરતાં કોઈ અનાદરથી મારવા હાથ ઉપાડે છે, તો ત્યાં પણ શ્રેય છે એમ માને છે. તે એમ પણ જાણે છે કે, સામો શ્રોતા કોણ છે અને કોનો અનુગામી[1] છે એવો ખ્યાલ રાખવામાં શ્રેય નથી. [૧૦૧-૨]

બંધાયેલાને મુક્ત કરનાર તે વીર પ્રશંસાપાત્ર છે. [૧૦૨]

---

૧. મૂળ :– 'કોને નમે છે.'

## ૩

# સુખ અને દુઃખ[1]

## ૧

જગતના લોકોની કામનાઓને પાર નથી. તેઓ ચાળણીમાં[2] પાણી ભરવાનો પ્રયત્ન કરે છે. તે કામનાઓ પૂરી કરવા જતાં બીજા પ્રાણોનો વધ કરવો પડે, તેમને પરિતાપ આપવો પડે, તેમને તાબે કરવા પડે કે આખાં જનપદોને તેમ કરવું પડે, તો પણ તેઓ પાછું જોતા નથી. કામમૂઢ અને રાગદ્વેષમાં ફસેલા તે મંદ પુરુષો આ જીવિતનાં માન, સત્કાર અને પૂજનમાં આસક્ત રહે છે, અને વાસના ભેગી કરે છે. તે વાસનાઓ વડે સિંચાયેલા તેઓ ફરીફરી ગર્ભમાં આવે છે. વિષયોમાં મૂઢ બનેલો માણસ ધર્મને જાણી શકતો ન હોવાથી જરા–મૃત્યુને જ વશ રહે છે. [ ૧૧૩,૧૧૧, ૧૧૯,૧૦૮ ]

એટલે, વીરપુરુષે વિષયસંગથી પ્રાપ્ત થતા બંધનના સ્વરૂપને અને પરિણામે પ્રાપ્ત થતા [ જન્મમરણરૂપી ] શોકને જાણીને સંયમી થવું, તથા મોટાં અને નાનાં–બધી જાતનાં રૂપોમાં વૈરાગ્ય ધારણ કરવો. હે બ્રાહ્મણ ! જન્મ અને મરણને[3] સમજીને તું સંયમ[4] સિવાય બીજી તરફ ન જા; હિંસા ન કર, કે ન કરાવ; તૃષ્ણામાં નિર્વેદ પામ; સ્ત્રીઓમાં[5] વિરક્ત થઈ, ઉચ્ચદશી[6] થા;

---

૧ सीओसणिज्ज ( શીત અને ઉષ્ણ ).

૨ केयण ।

૩. એટલે કે જન્મ અને મરણમાં રહેલા દુઃખને તથા તેના કારણરૂપી સકામ પ્રવૃત્તિ અને હિંસાને ( આરંભને ).

૪. મૂળ: अनन्यम् ।

૫. મૂળ: प्रजासु ।

૬ મૂળ: अणोमदसी ।

તથા પાપકર્મમાંથી વિરામ પામ. સંસારના આંટાફેરા સમજીને રાગ અને દ્વેષથી અસ્પૃષ્ટ રહેતો પુરુષ આ સંસારમાં કશાથી છેદાતો નથી, ભેદાતો નથી, બળાતો નથી કે હણાતો નથી.[1] [૧૧૪,૧૧૬]

માયા વગેરે કષાયોવાળો[2] તથા વિષયાસક્તિરૂપી પ્રમાદથી યુક્ત મનુષ્ય ફરી ફરીને ગર્ભમાં આવે છે. પરંતુ શબ્દ અને રૂપમાં તટસ્થ રહેતો, સમજદાર (સરળ)[3] અને મૃત્યુથી ડરતો મનુષ્ય જન્મમરણમાંથી મુક્ત થઈ શકે છે. તેવો માણસ કામોમાં અપ્રમત્ત, પાપકર્મમાંથી ઉપરત, વીર, આત્માનું સર્વ પ્રકારે (પાપમાંથી) રક્ષણ કરનાર, કુશળ,[4] તથા સંસારનું ભયસ્વરૂપ સમજનારો[5] અને સંયમી હોય છે.[6] [૧૦૯,૧૧૧]

લોકમાં જે અજ્ઞાન છે, તે અહિત માટે છે. દુઃખમાત્ર આરંભથી (સકામ પ્રવૃત્તિ અને તેને પરિણામે થતી હિંસાથી) ઉત્પન્ન થાય છે એમ સમજીને અને માનીને, એ આરંભો અહિતકર છે એમ સમજો. કર્મથી આ બધી સુખદુઃખાત્મક ઉપાધિ પ્રાપ્ત થાય છે. નિષ્કર્મ માણસને સંસાર નથી. માટે કર્મનું સ્વરૂપ અને કર્મમૂલક હિંસાના સ્વરૂપને સમજીને, સર્વ પ્રકારે સંયમ સ્વીકારી, રાગ અને દ્વેષથી દૂર રહેવું જોઈએ. બુદ્ધિમાન પુરુષ લોકનું સ્વરૂપ સમજીને, કામિનીકાંચન પ્રત્યેની તેની

---

૧. સરખાવો ગીતા અ૦૨, શ્લો૦ ૨૩.

૨. ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો છે

૩. ટીકાકાર એવો અર્થ લે છે કે, સ્ત્રી વગેરે ભોગપદાર્થોને અન્યથા ન જાણવાથી વક્ર નહિ તેવો.

૪. મૂળ : खेयन्न (ખેદ – પરિશ્રમને જાણનારો, કુશળ).

૫. મૂળ : दिट्ठभय ।

૬. મૂળમાં 'મુનિ' શબ્દ છે. પ્રવ્રજ્યાપૂર્વક સંયમધર્મનું આચરણ તે જ મૌન અથવા મુનિનો ધર્મ છે. તેથી સંયમી, મુનિ અને અનગાર (ગૃહત્યાગી) એ સમાનાર્થક શબ્દો છે.

પિપાસાનો[1] ત્યાગ કરીને તથા બીજું પણ છોડીને, સંયમધર્મમાં પરાક્રમી થાય. [ ૧૦૬,૧૦૯-૧૦ ]

કેટલાક લોકો આગળ અને પાછળને ધ્યાનમાં લેતા નથી — શું થયું અને શું થશે તેનો વિચાર કરતા નથી. કેટલાક વળી એમ પણ કહે છે કે, જે થયું છે તે જ થવાનું છે. પરંતુ તથાગત[2] પુરુષો કહે છે કે, કર્મની વિચિત્રતાને લીધે, જેવું થયું છે તેવું જ થવાનું છે એમ પણ નથી; અને જેવું થવાનું છે તેવું થયું હોવું જોઈએ એમ પણ નથી. આ વસ્તુ બરાબર સમજીને, મનુષ્યે શુદ્ધ આચરણવાળા થઈ, કર્મનો નાશ કરવા તત્પર થવું. [ ૧૧૬ ]

હે ધીર પુરુષ! તું સંસારવૃક્ષના મૂળ અને ફળ[3] બંનેને તોડી નાખ. તથા તેનું સ્વરૂપ બરાબર સમજીને નૈષ્કર્મ્યદર્શી[4] થા. વિદ્યાથી પર ગયેલો અને દુઃખના (સંસારના) સ્વરૂપને સમજનારો (મુનિ) પરમ તત્ત્વને જાણીને પાપ નથી કરતો. પદાર્થોનું સ્વરૂપ સમજીને ઉપરત થયેલો તે બુદ્ધિમાન બધાં પાપકર્મોનો ત્યાગ કરે છે.[ ૧૧૧]

અનેક પ્રકારનાં પાપકર્મો પ્રગટ છે!

હે આર્ય પુરુષ! તું જન્મમરણનો[5] વિચાર કરીને અને તેમને બરાબર સમજીને પ્રાણીઓના સુખનો વિચાર કર તુ પાપના મૂળ કારણરૂપ લોકો સાથેના પાશને તોડી નાખ. એ પાશથી જ મનુષ્ય હિંસાજીવી તથા જન્મમરણ જોનારો થાય છે. [૧૧૧]

બુદ્ધિમાને સમસ્ત લોક તરફ સમભાવ રાખીને તથા સંસારના સંબંધોને બરાબર જાણીને, બહારના પ્રાણો તરફ પોતાની પેઠે જોવુ જોઈએ; અને હિંસામાંથી વિરત થઈ, કોઈને હણવું કે હણાવવુ ન

---

૧. મૂળ · 'લોકસંજ્ઞા' એટલે કે લોકોની સ્વાભાવિક રુચિ.

૨. પદાર્થોને યથાવસ્થિતરૂપે જાણનાર — સત્યદર્શી'.

૩. મૂળ : अग्गं च मूलं च ।

૪ નિષ્કર્મ એવા આત્માને જોનાર — અનુભવનાર

૫. મૂળમાં : 'જન્મને તથા (બાલ, કુમાર, યૌવન વગેરે) તેની વૃદ્ધિને.'

જોઈએ. મૂર્ખ મનુષ્ય જ પ્રાણોને હણીને ખુશી માને છે તથા હસે છે. પણ તે મૂર્ખ હાથે કરીને વેર વધારે છે તે જાણતો નથી. અનેક વાર દુર્લભ, મહામુશ્કેલીએ મળેલા મનુષ્યજન્મને પામીને, કોઈ પણ પ્રાણીના પ્રાણની હિંસા ન કરવી એમ હું કહું છું. શ્રદ્ધાવાળા અને જિનાજ્ઞાને અનુસરતા બુદ્ધિમાન પુરુષે લોકનું સ્વરૂપ બરાબર સમજી, તેને કોઈ રીતે ભય ન થાય તે રીતે વર્તવું જોઈએ. હિંસામાં ઓછાવત્તાપણું હોય, અહિંસામાં નહિ. [૧૦૬,૧૧૧,૧૧૪,૧૨૪]

જે લોકો શબ્દાદિ કામગુણોમાં રહેલી હિંસાને જાણવામાં કુશળ છે, તેઓ જ અહિંસાને સમજવામાં કુશળ છે. અને જેઓ અહિંસાને સમજવામાં કુશળ છે, તેઓ જ શબ્દાદિ કામગુણોમાં રહેલી હિંસાને જાણવામાં કુશળ છે. જેણે આ શબ્દો, રૂપો, ગંધો, રસો અને સ્પર્શોનું સ્વરૂપ બરાબર જાણેલું છે, તે જ પુરુષ આત્મવાન, જ્ઞાનવાન, વેદવાન, ધર્મવાન અને બ્રહ્મવાન છે. તે આ લોકના સ્વરૂપને બરાબર સમજે છે. તે જ સાચો મુનિ છે. તે મનુષ્ય સંસારના ફેરા અને તેના કારણરૂપ માયાના સંગને બરાબર ઓળખે છે. [૧૦૯,૧૦૬-૭]

૨

જગતના કિંકર્તવ્યમૂઢ અને દુઃખસાગરમાં ડૂબેલા પ્રાણીને જોઈને અપ્રમત્ત માણસે સર્વ તજી, સંયમધર્મ સ્વીકારવો અને તેના પાલનમાં પ્રયત્નશીલ થવું. જેમને સંસારના સર્વ પદાર્થો પ્રાપ્ત હતા, તેવાઓએ પણ તેમનો ત્યાગ કરી, સંયમધર્મ સ્વીકાર્યો છે. માટે જ્ઞાની પુરુષે એ બધું નિઃસાર સમજી, સંયમ સિવાય બીજાનું સેવન ન કરવું. [૧૦૯,૧૧૪]

હે પુરુષ! તું જ તારો મિત્ર છે. બહારના મિત્રની શોધ છોડી, તું તારા જ આત્માને નિગ્રહમાં રાખ. તે રીતે તું દુઃખમાંથી મુક્ત થઈ શકીશ. [૧૧૭-૮]

જે ઉત્તમ છે તે દૂર છે, અને જે દૂર છે તે ઉત્તમ છે. હે પુરુષ[1] તુ સત્યને જ ઓળખ. સત્યની આરાધના કરતો, પ્રયત્નશીલ, સ્વહિતમા તત્પર, તથા ધર્મને અનુસરતો મેધાવી પુરુષ જ મૃત્યુને[1] તરે છે અને શ્રેયનું દર્શન કરે છે. કષાયોનો ત્યાગ કરનારો તે પોતાના પૂર્વ કર્મોનો નાશ કરી શકે છે. [૧૧૮]

પ્રમાદી મનુષ્યને જ બધે પ્રકારે ભય હોય છે, અપ્રમાદીને કોઈ રીતે ભય હોતો નથી લોકનુ દુખ સમજીને અને લોકના સયોગોને છોડીને, વીર પુરુષો મહામાર્ગે[2] વળે છે. ઉત્તરોત્તર ઊચે ને ઊચે ચડતા તેઓ અસયમી જીવન ઇચ્છતા જ નથી [૧૨૩]

મસારમા રતિ શુ ને અરતિ શુ? મુમુક્ષુએ એ બનેનો ગ્રહ છોડી દેવો. સર્વ પ્રકારના હાસ્યનો ત્યાગ કરી, તથા મન વચન અને કાયાને સયમમા રાખી, બુદ્ધિમાને વિચરવુ [૧૧૭]

પોતાનું શ્રેય સાધવામા પ્રયત્નશીલ થયેલો સયમી દુખોથી ઘેરાવા છતા ગભરાય નહિ, અને વિચારે કે, આ જગતમા સયમી પુરુષો જ લોકાલોકના પ્રપચમાથી મુક્ત થઈ શકે છે. [૧૨૦]

સત્યમા ધૃતિ કરો!

અમુનિ (સસારીઓ) જ સૂતેલા છે, મુનિઓ હમેશ જાગતા હોય છે તે નિર્ગ્રથો શીત અને ઉષ્ણ વગેરે દ્વદ્વો ત્યાગનારા હોય છે, રતિ અને અરતિ સહન કરનારા હોય છે, તથા (ગમે તેવા કષ્ટોમા) કઠોરપણુ અનુભવતા નથી[3] તે હમેશા જાગૃત હોય છે તથા વૈરમાથી વિરત થયેલા હોય છે. હે વીર! તુ આવો થઈશ તો બધા દુખોમાથી મુક્ત થઈ શકીશ. [૧૦૫,૧૦૮]

---

૧ મૂળ માર।

૨ મૂળ 'મહાયાન'

૩ અર્થાત્ તે કષ્ટસહનને પણ એક પ્રકારે પોતાને મદદગાર થતુ માને છે

સંયમને ઉત્તમ સમજીને જ્ઞાની પુરુષે કદી. પ્રમાદ ન કરવો. આત્માનું રક્ષણ કરનારા વીર પુરુષે સંયમ સચવાય તે રીતે મિતાહારથી[1] શરીર નભાવવું; તથા લોકમાં હંમેશાં પરદર્શી, એકાંતવાસી, ઉપશાંત, સમભાવી, સહૃદય તથા સાવધાન થઈને, કાળની વાટ જોતા વિચરવું. [૧૧૬,૧૧૧]

એકબીજાની શરમથી[2] કે ભયથી પાપકર્મ નહિ કરનાર શું મુનિ કહેવાય? ખરો મુનિ તો સમતાને[3] બરાબર સમજીને પોતાના આત્માને નિર્મળ કરનારો હોય છે. [૧૧૫]

ક્રોધ, માન, માયા અને લોભને છોડીને હંમેશાં સંયમીએ વર્તવું, એમ હિંસાનો ત્યાગ કરી સંસારનો અંત લાવનારા દ્રષ્ટાઓ કહે છે. જે એકને જાણે છે, તે સર્વને જાણે છે; અને જે સર્વને જાણે છે, તે એકને જાણે છે. જે એકને નમાવે છે, તે સર્વને નમાવે છે; અને જે સર્વને નમાવે છે, તે એકને નમાવે છે. અર્થાત્, જે ક્રોધાદિ ચારમાંથી એકનો નાશ કરે છે, તે બીજાઓનો પણ કરે છે; અને જે બીજાઓનો નાશ કરે છે, તે એકનો નાશ કરે છે. [૧૨૧,૧૨૨-૪]

જે ક્રોધદર્શી[4] છે, તે માનદર્શી છે; જે માનદર્શી છે, તે માયાદર્શી છે; જે માયાદર્શી છે, તે લોભદર્શી છે; જે લોભદર્શી છે, તે રાગદર્શી છે; જે રાગદર્શી છે, તે દ્વેષદર્શી છે; જે દ્વેષદર્શી છે, તે મોહદર્શી છે; જે મોહદર્શી છે, તે ગર્ભદર્શી છે; જે ગર્ભદર્શી છે, તે જન્મદર્શી છે; જે જન્મદર્શી છે, તે મૃત્યુદર્શી છે; જે મૃત્યુદર્શી છે,

---

૧. મૂળ : जाया-मायाए (यात्रा–मात्रा).

૨. મૂળ : पडिलेहाए (प्रतिलेखा).

૩. મૂળ : 'સમય'. તેનો બીજો અર્થ 'સિદ્ધાંત' પણ લઈ શકાય.

૪. 'ક્રોધનું સ્વરૂપ જાણીને તેનો ત્યાગ કરનારો' — એવો અર્થ સમજવો.

તે નરકદર્શી છે; જે નરકદર્શી છે, તે તિર્યંચ[1]દર્શી છે; અને જે તિર્યંચદર્શી છે, તે દુઃખદર્શી છે. માટે, મેધાવી પુરુષે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ અને મોહને દૂર કરી, ગર્ભ, જન્મ, મૃત્યુ, નરક અને તિર્યંચગતિનાં દુઃખ દૂર કરવાં, એમ હિંસાનો ત્યાગ કરી સંસારનો અંત લાવનારા દ્રષ્ટાઓ કહે છે.

ટૂંકમાં, નવાં કર્મોને અટકાવનારો પૂર્વ કર્મોનો નાશ કરી શકે છે. દ્રષ્ટા પુરુષને કશી ઉપાધિ નથી હોતી. [૧૨૫]

## ૪

## સમ્યક્ત્વ[2]

### ૧

જે અરહંત ભગવાનો પૂર્વે થઈ ગયા છે, વર્તમાનમાં છે, અને ભવિષ્યમાં થવાના છે, તે બધાયનું એમ જ કહેવું છે કે, કોઈ પણ ભૂતપ્રાણીને[3] હણવું ન જોઈએ, તેના ઉપર હુકમ ન ચલાવવો જોઈએ, તેને ગુલામ કે નોકર બનાવી તેની ઉપર બળાત્કાર ન કરવો જોઈએ કે તેને સંતાપવું યા મારવું ન જોઈએ. એ ધર્મ શુદ્ધ છે, નિત્ય છે, શાશ્વત છે, અને લોકનું સ્વરૂપ સમજીને જ્ઞાની

૧. પશુ વગેરે યોનિ

૨. સમ્યક્ – યથાર્થ–હોવાપણું, અર્થાત્ 'યથાર્થતા.'

૩. મૂળમાં પ્રાણ, જીવ, ભૂત અને સત્ત્વ એ ચાર શબ્દ છે તેમનો ભેદ એવી રીતે પાડવામાં આવે છે કે, બે, ત્રણ, અને ચાર ઇંદ્રિયવાળા તે પ્રાણ; વૃક્ષ વગેરે તે ભૂત; પાંચ ઇંદ્રિયવાળા તે જીવ; અને પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિના જીવ તે સત્ત્વ

પુરુષોએ ગૃહસ્થ કે ત્યાગી સર્વને[1] કહેલો છે. એ સત્ય છે, અને જિનપ્રવચનમાં એ જ રીતે કહેલું છે. [૧૨૬]

પરંતુ જુદા જુદા વાદ પ્રવર્તાવતા કેટલાક શ્રમણો ને બ્રાહ્મણો એમ કહે છે કે, "અમારા જોવા, જાણવા, સાંભળવા અને માનવા મુજબ, તેમ જ ઊંચે નીચે, બધી દિશાઓને બરાબર તપાસીને અમે કહીએ છીએ કે, સર્વ ભૂતપ્રાણીને હણવામાં કે તેમની પાસે બળાત્કારે કામ લેવા વગેરેમાં કાંઈ દોષ નથી." પરંતુ આર્યપુરુષો કહે છે કે, તેમનું એ કહેલું અનાર્યવચન છે, અને તે બરાબર નથી. 'સર્વ પ્રાણીઓને ન હણવાં જોઈએ, ન સંતાપવાં જોઈએ, ન મારવાં જોઈએ, કે તેમને ગુલામ કે નોકર બનાવી તેમના ઉપર બળાત્કારે હુકમ ન ચલાવવો જોઈએ.' એ આર્યવચન છે.

પેલું કહેનારા શ્રમણબ્રાહ્મણમાંથી દરેકને બોલાવીને પૂછો કે, 'ભાઈ! તમને સુખ એ દુઃખરૂપ છે કે દુઃખ એ દુઃખરૂપ છે?' જો તેઓ સાચું કહે તો એમ જ કહે કે, 'અમને દુઃખ એ દુઃખરૂપ છે.' તો પછી તેમને કહેવું જોઈએ કે, 'તમને જેમ દુઃખ એ દુઃખરૂપ છે, તેમ સર્વ ભૂતપ્રાણીને પણ દુઃખ એ મહા ભયરૂપ છે તથા અશાંતિકર છે.'

જગતમાં ડાહ્યા પુરુષો તે અધર્મીઓની[2] ઉપેક્ષા કરે છે. ધર્મજ્ઞ અને સરળ પુરુષો શરીરની પરવા કર્યા વિના, વિચારીને, હિંસાના ત્યાગપૂર્વક કર્મોનો ત્યાગ કરે છે. દુઃખમાત્ર આરંભ — સકામ પ્રવૃત્તિ અને તેને કારણે થતી હિંસા — થી થાય છે, એમ સમજીને તેઓ તેમ કરે છે. દુઃખનું સ્વરૂપ સમજવામાં કુશળ એવા તે પુરુષો કર્મનું સ્વરૂપ બરાબર સમજીને, લોકોને સાચી સમજ આપી શકે છે. [૧૩૩-૪]

૧. મૂળમાં :– "સત્ય માટે ઉદ્યત થયેલાઓને કે નહિ થયેલાઓને, હિંસાના ત્યાગીઓને કે અત્યાગીઓને, ઉપાધિવાળાઓને કે નિરુપાધિકોને, સંયોગમાં રત થયેલાઓને કે નહીં થયેલાઓને — એ સર્વને."

૨. મૂળ : (ધર્મથી) 'બાહ્ય' એટલે અધર્મી.

જગતમા કેટલાકોને પાપકર્મો કરવાની જ ટેવ પડી હોય છે. પરિણામે, તેઓ અનેક જાતના દુઃખો ભોગવે છે. ક્રૂર કર્મો કરનારા તેઓ ઘણી વેદના ભોગવે છે. જેઓ તેવા કર્મો નથી કરતા, તેઓ તેવી વેદના નથી ભોગવતા, એમ જ્ઞાની પુરુષો કહે છે. [ ૧૭૭ ]

અજ્ઞાની અને અધકારમા રખડતા મનુષ્યને જિનની આજ્ઞાનો લાભ થતો નથી. જે માણસમાથી પૂર્વે ભોગવેલા ભોગોની કામના નષ્ટ થઈ છે અને જેને [ ભવિષ્યના ] પરલોકના ભોગોની પણ કામના નથી, તેને વર્તમાન ભોગોની ઇચ્છા શાની હોય? તેવા શમયુક્ત, પોતાના કલ્યાણમા પરાયણ, હંમેશા યત્નશીલ, શુભાશુભના જ્ઞાનવાળા, પાપકર્મમાથી નિવૃત્ત, લોકને બરાબર સમજી તે તરફ તટસ્થ રહેનારા, તથા બધી બાબતોમા સત્ય ઉપર ઊભનારા વીર પુરુષોને જ અમે જ્ઞાન બતાવીશુ. જ્ઞાની અને બુદ્ધ પુરુષો આરભના ત્યાગી હોય છે, તે હકીકત તરફ નજર રાખો. જેણે વધ, બધ, પરિતાપ તથા બહારના પ્રવાહોને[1] રોક્યા છે, તથા કર્મના પરિણામો સમજીને જે નૈષ્કર્મ્યદર્શી[2] થયો છે, તે વેદવિત[3] કર્મબધનોના કારણોથી પર રહે છે [ ૧૩૮ ૯ ]

## ૨

રાગદ્વેષાદિ જે વૃત્તિઓ (આસ્રવ) છે, તે જ પ્રવૃત્તિઓ (–ના મૂળ પરિસ્રવ) છે જેઓ રાગદ્વેષાદિ ( આસ્રવો ) વિનાના છે, તેઓ જ સાચા નિષ્કર્મી (પરિસ્રવો વિનાના) છે આ પદોને સમજતા મનુષ્યએ જ્ઞાનીઓની આજ્ઞાનુસાર લોકોના સ્વરૂપને સમજી, તેમણે બતાવેલા માર્ગ તરફ વળવુ જોઈએ. સસારમા

---

૧ ધન, ધાન્ય, પુત્ર, સ્ત્રી વગેરેની કામના કે જે હિસાદિ પ્રવૃત્તિનુ તથા પાપનો પ્રવાહ આત્મામા દાખલ થવાનુ કારણ છે તે

૨ જુઓ પા ૨૩ નોધ ૪

૩ વેદ એટલે સાચુ જ્ઞાન, તેને જાણનાર— જ્ઞાની

પડી, ધક્કા ખાઈને જાગેલા અને સમજેલા માણસોને જ્ઞાની પુરુષો તે માર્ગ કહી સંભળાવે છે. [ ૧૩૦-૧ ]

ધર્મને જ્ઞાની પુરુષો પાસેથી સમજીને કે સ્વીકારીને સંઘરી ન રાખવો. પરંતુ, પ્રાપ્ત થયેલા, મનગમતા, સુંદર ભોગપદાર્થોમાં વૈરાગ્ય પામી, લોકપ્રવાહને અનુસરવાનું છોડી દેવું. મેં જોયું છે અને સાંભળ્યું છે કે, સંસારમાં આસક્ત થઈ, વિષયોમાં ડૂબનારા[1] મનુષ્યો ફરી ફરીને જન્મ પામે છે. તેવા પ્રમાદીઓને જોઈને, બુદ્ધિમાન પુરુષે હંમેશાં સાવધાન, અપ્રમત્ત તથા પ્રયત્નશીલ રહી, પરાક્રમ કરવું જોઈએ એમ હું કહું છું. [ ૧૨૭-૯ ]

જિનની આજ્ઞાને અનુસરનારા અને નિઃસ્પૃહી બુદ્ધિમાન પુરુષે પોતાના આત્માનો બરાબર વિચાર કરીને, તેને પ્રાપ્ત કરવા માટે શરીરની મમતા છોડવી જોઈએ. આત્માને કસો! આત્માને જીર્ણ કરો[2]! જેવી રીતે જૂનાં લાકડાંને અગ્નિ એકદમ બાળી નાખે છે, તેમ આત્મામાં સમાહિત અને સ્થિર બુદ્ધિવાળા પુરુષે ક્રોધાદિ કષાયોને બાળી નાખવા. આ આયુષ્ય નાશવંત છે; અને ભવિષ્યમાં કર્મોના પરિણામરૂપ દુઃખ અચૂક ભોગવવું જ પડવાનું છે. કર્મોને પરિણામે તરફડતા અનેક લોકો તથા તેમના અનેક જાતના કડવા અનુભવો તરફ નજર કરો! તથા પૂર્વસંબંધોનો ત્યાગ કરી, વિષયાસક્તિમાંથી ઉપશમ પામી, શરીરને બરાબર કસો. ફરી વાર જન્મ નહિ પામનારા વીર પુરુષોનો માર્ગ કઠણ છે. માંસ અને લોહીને સૂકવી નાખો! સ્થિર મનવાળો વીરપુરુષ સંયમમાં રત, સાવધાન, પોતાના હિતમાં તત્પર અને હંમેશાં પ્રયત્નશીલ હોય છે. બ્રહ્મચર્યમાં રહીને કર્મનો નાશ કરનાર સંયમી વીરપુરુષને જ જ્ઞાની પુરુષોએ માન્ય કહેલો છે. [ ૧૩૫-૭ ]

---

૧. મૂળ : ममेमाणा चलेमाणा [ગભરાયેલા અને ચંચળ]

૨. મૂળ : कसेहि ! . . . जरेहि !

નેત્ર વગેરે ઇન્દ્રિયોને વશ કર્યા પછી પણ મંદમતિ પુરુષ વિષયોના પ્રવાહમાં તણાઈ જાય છે. સંયોગથી પર નહિ થયેલા તેવા તે મનુષ્યનાં બંધનો કપાતાં નથી. વિષયભોગને પરિણામે દુઃખથી પીડાયેલા અથવા હજુ તેમાં જ પ્રમત્ત એવા હે મનુષ્યો! હું તમને સાચી વાત કહી સંભળાવું છું કે, મૃત્યુ અવશ્ય આવવાનું જ છે. પોતાની ઇચ્છાઓને તાબે થતા, અસંયમી,[1] કાળથી ઘેરાયેલા અને પરિગ્રહમાં ખૂંચેલા લોકો ફરી ફરી જન્મ પામ્યા કરે છે. [ 130,131 ]

જે લોકો પાપકર્મમાંથી નિવૃત્ત થયા છે, તેઓ જ વસ્તુતાએ વાસના વિનાના કહેવાય. માટે બુદ્ધિમાન[2] તથા સંયમી પુરુષ કષાયોનો ત્યાગ કરે. જેને આ લોકમાં ભોગૈષણા[3] નથી, તેને અન્ય નિંદ્ય પ્રવૃત્તિ શાની હોય? શું એવા વીરોને ઉપાધિ હોય છે? દ્રષ્ટાને ઉપાધિ નથી હોતી, એમ હું કહું છું. [ 136,138,140 ]

1. મૂળ : वंकानिकेया ।

2. મૂળમાં 'અતિવિદ્ય' શબ્દ છે. તે આ સૂત્રમાં વારંવાર વપરાય છે ઉપનિષદોમાં જ્ઞાની માટે વિદ્યાથી [તેમ જ અવિદ્યાથી] પર થયેલો એવું વિશેષણ આવે છે પરંતુ અહીં તો સાધક માટે. પણ એ શબ્દ હોઈ, તેનો ટીકાકાર સૂચવે છે તેવો સામાન્ય 'અતિશય વિદ્યાવાળો' અર્થ જ સ્વીકાર્યો છે.

3. મૂળમાં झाई શબ્દ છે ટીકાકાર તેનો ભોગેચ્છા રૂપ લોકૈષણાબુદ્ધિ એવો અર્થ લે છે

## ૫

# લોકસાર

૧

વિષયી મનુષ્યો પોતાના ભોગોના પ્રયોજન માટે કે કાંઈ પણ પ્રયોજન વિના પણ હિંસા વગેરે પ્રવૃત્તિ કર્યા કરે છે. તેથી તેઓ તે તે યોનિઓમાં જ ફર્યા કરે છે. તેમની કામનાઓ મોટી હોય છે. તે કારણે તેઓ મૃત્યુમાં સપડાય છે. પોતાની કામનાઓ વડે જ તેઓ સત્ય સુખથી દૂર રહે છે. તેવા મનુષ્યો વિષયોને ભોગવી પણ શકતા નથી કે ત્યાગી પણ શકતા નથી. [ ૧૪૧ ]

રૂપોમાં આસક્ત અને દુર્ગતિમાં રખડતાં પ્રાણીઓ તરફ નજર કરો. તેઓ ફરીફરીને અનેક દુઃખો અનુભવ્યા કરે છે. પોતાની જ આસક્તિથી રિબાતાં તેઓ અશરણને શરણ માની, પાપકર્મોમાં જ રત રહે છે. પોતાના સુખ માટે ગમે તેવાં ક્રૂર કર્મો કરતા અને પરિણામે દુઃખોથી મૂઢ થયેલા તે મંદ મનુષ્યો વિપર્યાસ પામ્યા કરે છે; અને મૂઢતાથી વારંવાર ગર્ભ, મૃત્યુ અને મોહને પામે છે. તે લોકોની એકસરખી આવી ચર્યા હોય છે : તેઓ બહુ ક્રોધવાળા, બહુ માનવાળા, બહુ માયાવાળા, બહુ લોભવાળા, બહુ આસક્ત, વિષયો માટે નટની પેઠે આચરણ કરતા, બહુ શઠ, બહુ સંકલ્પવાળા, હિંસાદિ પાપકર્મોમાં [આસવમાં] ખૂંપેલા, તથા અનેક કર્મોથી ઘેરાયેલા હોય છે. કેટલાક ત્યાગી કહેવરાવતા સાધુઓની પણ આ દશા હોય છે. તેઓ પોતાની આ જાતની ચર્યાને કોઈ ન જુએ એમ ઇચ્છે છે. એ બધા મૂઢ લોકો અજ્ઞાન અને પ્રમાદના દોષથી ધર્મને ઓળખી શકતા નથી. [ ૧૪૫,૧૪૨ ]

હે ભાઈ! આ પ્રજા દુઃખી છે અને પાપકર્મમાં કુશળ છે. અનેક પ્રકારના પરિગ્રહવાળા આ લોકો પોતાની પાસે જે કાંઈ

થોડું ઘણું, નાનું મોટું, સચિત્ત (સજીવ) કે અચિત્ત છે, તેમાં મમતા રાખે છે. એ જ વસ્તુ તેમને માટે મહા ભયરૂપ છે. [૧૪૫,૧૪૯]

સયમી પુરુષ અજ્ઞાની, મદ અને મૂઢ મનુષ્યના જીવિતને દર્ભની અણી ઉપર રહેલા, પવનથી કંપતા અને પડવાની તૈયારીમા આવેલા પાણીના ટીપા જેવુ ગણે છે. [૧૪૭]

જે મનુષ્ય વિષયોના[1] સ્વરૂપને બરાબર સમજે છે, તે સસારને બરાબર સમજે છે, અને જે વિષયોના સ્વરૂપથી અણજાણ છે, તે સંસારના સ્વરૂપથી અણજાણ છે. કામભોગોને[2] સેવીને તેમને નહિ સમજનારો મૂઢ મનુષ્ય બેવડી ભૂલ કરે છે. પોતાને મળેલા વિષયોનુ સ્વરૂપ સમજીને, બરાબર વિચારીને, તેમને ન સેવવા એમ હું કહુ છુ કુશળ પુરુષ કામભોગને સેવતો નથી. [૧૪૩ ૪]

સયમનો સ્વીકાર કરી, હિંસા વગેરેનો ત્યાગ કરતો જે મનુષ્ય આ શરીર વડે સયમ સાધનાનો અવસર છે એમ સમજે છે, તેણે પોતાનો લાભ બરાબર સાધ્યો ગણાય બુદ્ધિમાન પુરુષ જ્ઞાનીઓ પાસેથી આર્યોએ જણાવેલા સમતા-ધર્મને મેળવીને એમ સમજે છે કે, મને અહીં ઠીક અવસર મળ્યો. આવો અવસર બીજે ન મળત માટે કહુ છુ કે તમારુ બળ સઘરી રાખશો નહિ [૧૪૬,૧૫૧]

મે સાભળ્યુ છે અને અનુભવ્યુ છે કે, બધનમાથી છૂટવુ એ દરેકના પોતાના જ હાથમા છે. માટે, જ્ઞાનીઓ પાસેથી સમજ પ્રાપ્ત કરીને, હે પરમચક્ષુવાળા પુરુષ! તુ પરાક્રમ કર. એનુ જ નામ બ્રહ્મચર્ય છે એમ હુ કહુ છુ. [૧૫૦]

---

૧ મૂળમા 'સરાર' શબ્દ છે સ શયમા એટલે કે ભયમા નાખનાર હોવાથી વિષયો પણ સશય કહેવાય છે સશય-પરમાર્થ એવો બીજો અર્થ પણ લઈ શકાય

૨ મૂળમા 'સાગારિય' (એટલે કે મૈથુન) શબ્દ છે

સંયમ માટે ઉદ્યત થયેલો મનુષ્ય, દરેકને પોતાનાં કર્મનું સુખદુઃખરૂપી ફળ જાતે જ ભોગવવાનું છે એમ જાણી, પ્રમાદ ન કરે. લોકવ્યવહારની ઉપેક્ષા કરીને બધી જાતના સંગોથી દૂર રહેતા મનુષ્યને ભય નથી. [૧૪૬,૧૪૯]

કેટલાક એવા હોય છે કે જેઓ સત્ય માટે પહેલા ઉદ્યમવંત થાય છે અને પછી પણ તેમાં સ્થિર રહે છે; કેટલાક એવા હોય છે કે જેઓ પહેલા ઉદ્યમવંત થાય છે, પણ પછી પતિત થાય છે. તેવા અસંયમીઓ અવિદ્યાથી પણ મોક્ષ મળે છે એમ બીજાને કહે છે. તેઓ સંસારના ચક્રમાં ફર્યા કરે છે. ત્રીજા કેટલાક એવા હોય છે કે જેઓ પહેલાં પણ ઉદ્યમવંત થતા નથી કે પછી પતન પણ પામતા નથી. તેવા અસંયમીઓ લોકના સ્વરૂપને સમજતા છતા લોકમાં જ રચ્યાપચ્યા રહે છે. એમ જાણી મુનિએ જણાવ્યું છે કે, બુદ્ધિમાન પુરુષે જ્ઞાની પુરુષની આજ્ઞાને અનુસરતા, સ્પૃહારહિત, સદા યત્નવાન તથા શીલ અને સંસારનું સ્વરૂપ સાંભળી તથા સમજીને કામરહિત તેમજ ઝંઝટ વિનાના થવું જોઈએ. [૧૫૨, ૧૪૫, ૧૫૩]

હે ભાઈ! તારી જાત સાથે જ યુદ્ધ કર. બહાર યુદ્ધ કરવાથી શું? જાત જેવી યુદ્ધને યોગ્ય બીજી વસ્તુ મળવી દુર્લભ છે. જિનપ્રવચનમાં કહેલું છે કે, જેઓ રૂપોમાં આસક્ત રહે છે, તેઓ હિંસામાં આસક્ત રહે છે. કર્મનું સ્વરૂપ સમજીને કોઈની હિંસા ન કરવી; અને સંયમવાન થઈ ઉછાંછળા ન થવું. સાધુતાનો આકાંક્ષી પુરુષ દરેકના સુખનો વિચાર કરી, સમગ્ર લોકમાં કોઈને પણ ન દૂભવે કે ન કોઈની હિંસા કરે. સંયમ તરફ એકમાત્ર લક્ષ્ય રાખનો અને અસંયમને ઓળંગી ગયેલો એ સંયમી, સ્ત્રીઓ પ્રત્યે વિરત થઈને નિર્વેદપૂર્વક રહે. તે વસુમાન અને જ્ઞાની પુરુષ કોઈ પ્રકારનું પાપકર્મ ન કરે. [૧૫૪]

જે સત્ય છે, તે જ મુનિપણું છે; અને જે મુનિપણું છે તે જ સત્ય છે. જેઓ શિથિલ છે, ઢીલા છે, કામગુણના આસ્વાદમાં

લોલુપ છે, વક્ર આચારવાળા છે, પ્રમત્ત છે, અને ઘરમાં જ રચ્યા-પચ્યા રહે છે, તેઓને એ મુનિપણું શક્ય નથી. [ ૧૫૫ ]

મુનિપણાને સ્વીકારીને શરીરને બરોબર કસો. સમ્યગ્દર્શી વીર પુરુષો વધ્યુંઘટ્યું અને લૂખુંસૂકું ખાઈને જીવે છે. પાપકર્મમાં અનાસક્ત એવા તે વીર પુરુષોને કદાચ રોગ થાય તો પણ તેઓ તેને સારી રીતે સહન કરે છે. કારણ કે, તેઓ સમજે છે કે શરીર પહેલાં પણ એવું હતું અને પછી પણ એવું જ છે; શરીર હંમેશાં નાશવંત, અધ્રુવ, અનિત્ય, અશાશ્વત, વધઘટ પામનારું અને વિકારી છે. એ જાતનો વિચાર કરી, તે સંયમી લાંબા વખત સુધી દુઃખો સહન કર્યાં જ કરે છે અને બહાર ફરતા પ્રમત્તોને જોઈને અપ્રમત્તપણે રહે છે. એવો મુનિ આ સંસારપ્રવાહને તરી શકે છે, અને તેને જ મુક્ત અને વિરત કહેલો છે એમ હું કહું છું. સંયમમાં રત, તથા વિષયોમાંથી વિપ્રમુક્ત અને વિરત રહેનારા મનુષ્યને સંસારમાં ફરવું પડતું નથી. [ ૧૫૫,૧૪૭ ૮ ]

૨

જેમ સરખી જમીન ઉપર આવેલો, પાણીથી ભરેલો, રજ વિનાનો અને પોતાને આશરે રહેલાં અનેક જંતુઓની રક્ષા કરનારો કોઈ એક મોટો ધરો હોય, તેમ આ સંસારરૂપી પ્રવાહમાં જ્ઞાની પુરુષ છે. તે સકળ ગુણસંપત્તિથી પરિપૂર્ણ હોય છે, સમભાવી હોય છે, પાપમળ વિનાનો હોય છે, જગતનાં નાનાં મોટાં સહુ પ્રાણીઓની રક્ષામાં તત્પર હોય છે, તથા તેની બધી ઇંદ્રિયો વિષયોમાંથી વ્યાવૃત્ત હોય છે. એવા મહર્ષિઓને આ જગતમાં કશી જ કામના હોતી નથી. તેઓ કાળની વાટ જોતા આ જગતમાં વિચર્યાં કરે છે. [ ૧૬૦ ]

તેવા કુશળ પુરુષની નજરમાં, તેવા કુશળ પુરુષે બનાવેલી નિઃસંગતામાં, તેવા કુશળ પુરુષના આદરમાં, તેવા કુશળ પુરુષની શિખામણમાં, અને તેવા કુશળ પુરુષની નજીકમાં જ સંયમપૂર્વક રહેવું જોઈએ તથા તે કુશળ પુરુષના ચિત્તને જ અનુસરવું જોઈએ.

વિનયવાન શિષ્યે તેમની સર્વ પ્રકારે સેવા કરવી જોઈએ[1] તથા તેમની આજ્ઞાને વશ રહીને જ સર્વ ક્રિયાઓ[2] કરવી જોઈએ. એમ કરનારો સંયતી ઇંદ્રિયોનો પરાજય કરીને સત્ય વસ્તુ જોઈ શકે છે. [૧૫૭, ૧૬૭]

સંશયાત્મા મનુષ્ય સમાધિલાભ કરી શકતો નથી. કેટલાક સંસારમાં રહીને તેવા જ્ઞાનીઓને અનુસરે છે; અને કેટલાક ત્યાગી થઈને અનુસરે છે. તેમ કરવામાં પાછળ પડનારાઓ પ્રત્યે જ્ઞાનીને અનુસરનારાને નિર્વેદ કેમ ન થાય?[3] [૧૬૧]

જેને હજુ વય અને જ્ઞાનની યોગ્યતા નથી, તેવા કાચા[4] ભિક્ષુએ જ્ઞાની પુરુષની ઓથ વિના ગામોગામ એકલા ન ફરવું. જ્ઞાની પુરુષની આજ્ઞા બહારનું તેનું બધું જ પરાક્રમ વ્યર્થ છે. [૧૫૬]

કેટલાક મનુષ્યો શિખામણ આપવામાં આવે તો પણ ગુસ્સે થાય છે. એવા ગર્વિષ્ઠ મનુષ્યો મહામોહથી મૂંઝાયેલા રહે છે. એવા અજ્ઞાની અને અંધ મનુષ્યોને ન ટળે તેવી બાધાઓ વારંવાર થયા કરે છે. હે ભિક્ષુ! તને તો આવું ન થવું જોઈએ એમ કુશળ પુરુષો જણાવે છે. [૧૫૭]

ગુરુની આજ્ઞાનુસાર અપ્રમત્તપણે વર્તતા ગુણવાન સંયમીથી અજાણતાં જે કાંઈ હિંસાદિ પાપ થઈ જાય છે,[5] તેનો બંધ

---

૧. મૂળમાં નીચેની વિગતો છે: તેમનો જવાનો રસ્તો, તેમનું ભોજન, સૂવાની પથારી વગેરે જોવાં, તપાસવાં, અને સાફ કરવાં જોઈએ.

૨. મૂળમાં: "જવાની, પાછા ફરવાની. શરીરને સંકોચવાની, અટકવાની કે સાફસૂફ કરવાની વગેરે ક્રિયાઓ".

૩. अणुगच्छमाणेहिं अणुगच्छमाणे कह न निव्विज्जे ?। પાછળ પડવું, અને અનુસરવું એ બે જુદા ભાવના એક જ શબ્દના ઉપયોગમાં શ્લેષ છે.

૪. મૂળ: अवियत्त (અવ્યક્ત).

૫. મૂળમાં તેનો દાખલો આ પ્રમાણે છે: "ચાલતાં શરીર સાથે અથડાઈ કોઈ પ્રાણ નાશ પામે."

આ ભવમાં જ નાશ પામી જાય છે. પરંતુ જે કર્મ અજાણતાં ન થયું હોય, તેને જાણ્યા પછી સંયમીએ તેનો વિવેક એટલે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. વેદવિત્ પુરુષો એ પ્રમાણે અપ્રમાદપૂર્વક કરેલા પ્રાયશ્ચિત્તને વખાણે છે. [ ૧૫૮ ]

સ્વહિતમાં તત્પર, બહુદર્શી, જ્ઞાની, ઉપશાંત, સમ્યક્ પ્રવૃત્તિ કરનારો અને હંમેશાં યત્નવંત એવો એ મુમુક્ષુ સ્ત્રીઓને જોઈને ચલિત ન થાય. તે પોતાના આત્માને સમજાવે કે લોકમાં જે સ્ત્રીઓ છે તે મારું શું ભલું કરનાર છે? તેઓ માત્ર આરામરૂપ છે; પુરુષાર્થરૂપ નથી. [ ૧૫૯ ]

મુનિએ કહ્યું છે કે, કોઈ સંયમી કામવાસનાથી પીડાય, તો તેણે લૂખુંસૂકું ખાવાનું રાખવું, અને તે પણ ઓછું ખાવું; આખો દિવસ ધ્યાનમાં ઊભા રહેવું; પગે ખૂબ મુસાફરી કરવી; પણ સ્ત્રીઓ તરફ મનોવૃત્તિ ન જવા દેવી. કારણ કે, ભોગમાં પહેલું દંડાવું પડે છે અને પછી દુઃખ ભોગવવાં પડે છે; અથવા પહેલાં દુઃખ ભોગવવાં પડે છે અને પછી દંડાવું પડે છે. એ પ્રમાણે ભોગો માત્ર કલેશ અને મોહના કારણ છે. એ બરાબર સમજીને અને વિચારીને સંયમી પુરુષે ભોગો તરફ ન જવું, એમ હું કહું છું. [ ૧૫૯ ]

ભોગોના ત્યાગી પુરુષે કામકથાઓ ન કરવી; સ્ત્રીઓ તરફ ન જોવું; તેઓ સાથે એકાંત ન સેવવું; તેઓ તરફ મમત્વ ન રાખવું; તેમને આકર્ષવા માટે ટાપટીપ ન કરવી; વાણીને સંયમમાં રાખવી; આત્માને અંકુશમાં રાખવો અને હંમેશાં પાપનો ત્યાગ કરવો. એ જાતના મુનિપણાની ઉપાસના કરવી, એમ હું કહું છું. [ ૧૫૯ ]

અસંયમરૂપ બાલીશતામાં આત્માને હરગિજ ન પડવા દેવો. જગતમાં જ્યાં ત્યાં આરામ છે એમ સમજીને, ત્યાંથી ઇંદ્રિયોને હટાવી, સંયમી પુરુષે જિતેંદ્રિય થઈને વિહરવુ. જે પોતાનાં કાર્યો સાધવા

ઇચ્છે છે, તે વીર પુરુષે હંમેશાં જ્ઞાનીના કહ્યા પ્રમાણે[1] પરાક્રમ કરવું. [ ૧૬૩,૧૬૮ ]

ગુરુપરંપરાથી[2] જ્ઞાનીનો ઉપદેશ જાણવો; અથવા સ્વાભાવિક સ્મરણશક્તિથી[3] કે બીજાના કહેવાથી કે બીજા પાસેથી સાંભળીને જાણવો. ગુરુની આજ્ઞાને કદી ઉલ્લંઘવી નહિ અને બધે પ્રકારે બરાબર સમજીને સત્યને જ ઓળખવું. [ ૧૬૭-૮ ]

જેને તું હણવા માગે છે તે તું જ છે; જેને તું તાબે કરવા માગે છે તે પણ તું જ છે; જેને તું પરિતાપ ઉપજાવવા માગે છે તે પણ તું જ છે; જેને તું દબાવવા માગે છે તે પણ તું જ છે તથા જેને તું મારી નાખવા માગે છે તે પણ તું જ છે. આમ જાણી, તે સરળ અને પ્રતિબુદ્ધ માણસ કોઈને હણતો નથી કે હણાવતો નથી. [ ૧૬૪-૫ ]

ઉપર નીચે અને આજુબાજુ બધે કર્મના પ્રવાહો વહ્યા કરે છે. એ પ્રવાહોથી આસક્તિ થાય છે અને તે સંસારમાં રખડવાનું કારણ છે એમ સમજી, વેદવિત્ પુરુષ એમનામાંથી દૂર રહે. એ પ્રવાહોને ત્યજીને અને તેમાંથી બહાર નીકળી જઈને એ પુરુષ અકર્મા થાય છે. તે બધું બરાબર સમજે છે ને જાણે છે. જન્મ અને મરણનું સ્વરૂપ સમજીને તે કશાનો અભિલાષ કરતો નથી. તે જન્મમરણના માર્ગને ઓળંગી જાય છે. જેનું મન ક્યાંય બહાર નથી ફરતું, એવો તે સમર્થ મહાપુરુષ કશાથી અભિભવ પામ્યા વિના નિરાવલંબનનામાં રહી શકે છે.[4] [ ૧૬૯,૧૬૭ ]

---

૧. મૂળમાં: 'આગમ પ્રમાણે' છે.

૨. મૂળમાં: पवाएण: પ્રવાદ—ગુરુપરંપરાથી.

૩. મૂળમાં: "सहसम्मुइयाए" જુઓ પા. ૩ ઉપર નોંધ.

૪. ભોગપદાર્થોના આલંબન વિના રહી શકે છે; એટલે કે આત્મરતિ, આત્મક્રીડ થઈ શકે છે.

વાણી ત્યાંથી પાછી ફરે છે; ત્યાં કોઈ તર્ક પહોંચતો નથી, અને બુદ્ધિ પેસી શકતી નથી. જે આત્મા છે તે જ વિજ્ઞાતા છે; અને જે વિજ્ઞાતા છે તે જ આત્મા છે. જેનાથી જણાય છે તે આત્મા છે. તેવા આત્માને જાણનો હોવાથી આ મનુષ્ય આત્મવાદી કહેવાય છે. સમભાવ એ તેનો સ્વભાવ છે. જેનો બીજો કોઈ આધાર નથી તેવા અપ્રતિષ્ઠ આત્માને ઓજસ્વી મનુષ્ય આ પ્રમાણે જાણે છે:— [ ૧૭૦,૧૬૬ ]

તે લાંબો નથી, ટૂંકો નથી, ગોળ નથી, ત્રાંસો નથી, ચોરસ નથી, અને મંડળાકાર પણ નથી. તે કાળો નથી, લીલો નથી, રાતો નથી, પીળો નથી, અને ધોળો પણ નથી. તે સુગંધી નથી કે દુર્ગંધી નથી. તે તીખો નથી, કડવો નથી, તૂરો નથી, ખારો નથી અને મીઠો નથી. તે ખરબચડ નથી, કોમળ નથી, ભારે નથી, હલકો નથી. તે ટાઢો નથી, ઊનો નથી, ચીકણો નથી તેમ જ લૂખો નથી. તે શરીરરૂપ નથી. તે ઊગતો નથી. તે સંગી નથી. તે સ્ત્રી નથી, પુરુષ નથી અને નપુંસક નથી. તે જ્ઞાતા છે. તે વિજ્ઞાતા છે. તેને કોઈ ઉપમા નથી. તે અરૂપી સત્તા છે તે શબ્દાતીત હોવાથી તેનો કોઈ શબ્દ નથી તે શબ્દ નથી, રૂપ નથી, ગંધ નથી, રસ નથી, સ્પર્શ નથી — એમાંનું કાંઈ નથી, એમ હું કહું છું. [ ૧૭૧ ]

૩

" જિનોએ જ સત્ય અને નિઃશંક વસ્તુ જણાવી છે," એ પ્રમાણે જિનપ્રવચનને સત્ય માનતા, શ્રદ્ધાવાળા, સમજણ પામેલા અને બરાબર પ્રવ્રજ્યાને પાળતા એવા મુમુક્ષુને કોઈ વાર આત્મપ્રાપ્તિ થાય છે; તો કોઈ વાર જિનપ્રવચનને સત્ય માનનારાને આત્મપ્રાપ્તિ નથી પણ થતી. તેમજ, કેટલાક એવા હોય છે કે જેમને જિનપ્રવચન સત્ય નથી ભાસતું અને છતાંય આત્મપ્રાપ્તિ થાય છે; તો કેટલાક એવા હોય છે કે જેમને જિનપ્રવચન સત્ય નથી ભાસતું અને આત્મપ્રાપ્તિ પણ નથી થતી. [ ૧૬૩ ]

આમ આત્મપ્રાપ્તિ થવાની વિચિત્રતા બરાબર સમજીને સમજદાર પુરુષે અણસમજુને કહેવું કે, 'ભાઈ! તું તારે આત્માનું સ્વરૂપ જ વિચાર. એમ કરવાથી બધા સંબંધોનો નાશ થશે. ખરી વાત એ છે કે માણસ પ્રયત્નશીલ છે કે નહિ.' કારણ કે, કેટલાક જિનાજ્ઞાના વિરાધક હોવા છતાં ઉદ્યમવંત હોય છે; અને કેટલાક જિનાજ્ઞાના આરાધક હોવા છતાં ઉદ્યમહીન હોય છે. તારી બાબતમાં એમ ન બનો! [૧૬૩,૧૬૬]

## ૬

## કર્મનાશ

### ૧

જેમ પાંદડાંથી ઢંકાયેલા ધરામાં રહેનારો કાચબો ઊંચું માથું કરીને કાંઈ જોઈ શકતો નથી, તથા જેમ વૃક્ષો ઘણું દુઃખ ભોગવવા છતાં પોતાનું સ્થાન છોડી શકતાં નથી, તેમ રૂપોમાં આસક્ત પ્રાણીઓ અનેક પ્રકારનાં કુળોમાં ઉત્પન્ન થઈને કકળ્યા કરે છે, પરંતુ મોક્ષને પામી શકતાં નથી. તેમને જુઓ તો કંઠમાળ, કોઢ, ક્ષય, અપસ્માર, નેત્રરોગ, જડતા, ઠૂંઠાપણું, ખૂંધિયાપણું, ઉદરરોગ, મૂત્રરોગ, સૂણી જવું, ભસ્મક, કંપ, પીઠસર્પીપણું, હાથીપગાપણું અને મધુમેહ એ સોળમાંનો[1] કોઈ ને કોઈ રોગ તેમને થયો હોય છે. બીજા પણ અનેક વ્યાધિઓ કે અનેક પ્રકારનાં દુઃખો તેઓ અનુભવતાં હોય છે.

વળી તેઓને મરણ પણ અવશ્ય આવવાનું જ હોય છે.

---

૧. મૂળ નામ:- गण्डी, कोढी, रायंसी, अवमारियं, काणियं, झिम्मियं, कुणियं, खुज्जियं, उदरिं, मूयं, सूणियं, गिलासिणिं, वेवइं, पीढसप्पिं, सिलिवयं, महुमेहणिं।

ભલે ને દેવ હોય, તો પણ તેને પણ જન્મમરણરૂપ ઉપપાત[1] અને ચ્યવન હોય છે જ. દરેકને પોતાનાં કર્મનાં ફળ પણ અવશ્ય ભોગવવાનાં હોય છે. તે કર્મોને પરિણામે તેઓને અંધાપો પ્રાપ્ત થાય છે કે અંધારામાં જ રહેવાનું થાય છે. આમ વારંવાર તેઓને નાનાં મોટાં દુઃખો અનુભવવાં પડે છે.

વળી એ બધાં પ્રાણીઓ[2] એકબીજાને પણ ક્લેશ આપ્યાં કરે છે. આ લોકના એ મહાભય તરફ નજર કરો. આમ તે બધાં પ્રાણીઓ અતિ દુઃખયુક્ત હોય છે. કામોમાં આસક્ત એવાં તે પ્રાણીઓ ક્ષણભંગુર તથા બળ વિનાના શરીર વડે વારંવાર વધ પામ્યા કરે છે. એ પ્રકારે રિબાવા છતાં તે મૂઢ જીવો એ ને એ કર્મો ફરી ફરી કર્યાં કરે છે. વિવિધ દુઃખો અને અનેક પ્રકારના રોગોથી આકળાં થયેલાં તે મનુષ્યો અત્યંત પરિતાપ પામે છે; પણ તેથી તેઓનું કાંઈ વળતું નથી. માટે હે મુનિ! રોગોના કારણરૂપ વિષયોની કામના તું છોડી દે. તું તેમને મહાભયરૂપ સમજ અને તેમને કારણે અન્ય પ્રાણીઓની હિંસા ન કર. [ ૧૭૨-૮ ]

## ૨

તારે સાંભળવાની ઇચ્છા હોય તો હું તને કર્મનાશનો[3] માર્ગ સંભળાવું. સંસારમાં વિવિધ કુળોમાં જન્મીને તથા ત્યાં સુખભોગમાં ઊછરીને, જાગ્રત થતાં કેટલાય લોકોએ સંસારનો ત્યાગ કરી મુનિપણું સ્વીકાર્યું છે. તે વખતે સંયમમાં પરાક્રમ કરતા તે

૧. દેવ નારકી વગેરે માતાને પેટે જન્મતા નથી, પરંતુ દેવશય્યામાં કે વજ્રની ભીંતના ગોખમાં સીધા ઉત્પન્ન થાય છે. તે ઉત્પત્તિને ઉપપાત કહે છે.

૨. મૂળમાં વાસક ( બોલી શકે તેવાં ), રસગ (સ્વાદ લઈ શકે તેવી સંજ્ઞાવાળાં ), જળચર, અને આકાશગામી એમ ચાર ભેદ બતાવ્યા છે.

૩. મૂળ: ધૂય-વાયં। તેના ઉપરથી આ અધ્યયનનું નામ પણ 'ધુયં' (' ધોઈ કાઢેલું ') છે.

મુનિઓને જોઈ ખેદ પામતાં તેમનાં સ્વચ્છંદી અને કામભોગોમાં આસક્ત સગાંવહાલાંએ રુદન કરી કરીને તેમને પોતાને ન છોડી જવાને વીનવ્યા છે. પરંતુ, તેમનામાં જેને પોતાનું શરણ દેખાતું નથી, તે તેઓમાં આસક્તિ કેમ કરીને રાખે? ખરે! જેણે સગાંવહાલાંને છોડ્યાં છે એવો અસાધારણ મુનિ જ આ સંસારપ્રવાહને તરી શકે છે. આ પ્રકારના જ્ઞાનની હંમેશ ઉપાસના કરવી એમ હું કહું છું. [૧૭૯-૮૦]

લોકને કામરાગથી પીડિત[1] સમજીને તથા પોતાના પૂર્વસંબંધોનો ત્યાગ કરીને, ઉપશમયુક્ત અને બ્રહ્મચર્યમાં સ્થિત થયેલા ત્યાગી કે ગૃહસ્થે[2] જ્ઞાની પાસેથી ધર્મને યથાર્થ જાણીને તે પ્રમાણે વર્તવું. બધી યોનિઓને બરાબર સમજનારા, ઉદ્યમવંત, હિંસાનો ત્યાગ કરનારા અને સમાધિયુક્ત એવા જ્ઞાની પુરુષો અન્ય મનુષ્યોને મુક્તિનો માર્ગ બતાવે છે. અને કેટલાય વીરપુરુષો તેમની આજ્ઞાને અનુસરી પરાક્રમ કર્યે જાય છે; ત્યારે, આત્માની સમજ પ્રાપ્ત ન કરનારા કેટલાય જગતમાં રિબાયા કરે છે. [૧૮૧,૧૭૨]

ધર્મ સ્વીકારીને શરૂઆતથી જ સાવધાન રહેવું અને ક્યાંય આસક્ત ન થવું. દૃઢ એવા મહામુનિએ બધું મોહમય છે એમ સમજી સંયમમાં જ રહેવું. બધી રીતે સંગોને ઘટાડીને, તથા મારું કોઈ નથી અને હું એકલો છું એમ વિચારીને, વિરત મુનિએ સંયમમાં યત્ન કરતા વિહરવું. 'ધર્મ જ મારો છે બીજું કાંઈ મારું નથી' એ જાતનું જિનાજ્ઞા પ્રમાણેનું આચરણ મનુષ્યોમાં ઉત્કૃષ્ટવાદ કહેવાય છે. ઉત્તમ ધર્મનું સ્વરૂપ સમજીને દૃષ્ટિમાન પુરુષ પરિનિર્વાણ પામે છે. જેઓ ફરી સંસારમાં નથી આવતા તેઓ જ સાચા 'નગ્ન'[3] છે. [૧૮૩-૪, ૧૯૫]

---

૧. મૂળ: आउरं (आतुर).
૨. મૂળ: वसु કે अणुवसु ।
૩. અચેલક — સાધુ.

શુદ્ધ આચારવાળો અને શુદ્ધ ધર્મવાળો એ મુનિ કર્મોનો નાશ કરી શકે છે. બરાબર સમજીને સંસારના પ્રવાહથી ઊલટો ચાલી સંયમધર્મને આચરતો મુનિ, તીર્ણ, મુક્ત અને વિરત કહેવાય છે. એમ લાંબો વખત સંયમમાં રહેતા અને વિચર્યા કરતા ભિક્ષુને અરતિ[1] શું કરી શકે? [ ૧૧૫-૭ ]

એ સંયમીને શરીર પડતાં સુધી રણસંગ્રામમાં મોખરે રહેનારા વીર પુરુષની ઉપમા અપાય છે. એવો જ મુનિ પારગામી થઈ શકે છે. કોઈ પણ પ્રકારના કષ્ટથી ન ડગતો અને વહેરાવા છતાં પાટિયાની જેમ સ્થિર રહેતો તે સંયમી, શરીર પડતા સુધી કાળની વાટ જોયા કરે, પણ દુઃખથી ગભરાઈ પાછો ન હઠે. ઘણા લાંબા કાળ સુધી સંયમધર્મનું પાલન કરીને વિચરતા અને ઇન્દ્રિયનિગ્રહી એવા પૂર્વના મહાપુરુષોએ જે જે સહન કરેલું છે, તે તરફ લક્ષ રાખવું. [ ૧૯૬,૧૮૫ ]

સાધુને આવી પડતાં દુઃખો ( પરિષહો ) બે પ્રકારનાં હોય છે : અનુકૂળ અને પ્રતિકૂળ. તેવા પ્રસંગોએ થતી સર્વ કુશંકાઓ ત્યાગીને સંયમી પુરુષ શાંત દૃષ્ટિવાળો રહે. સુગંધ હોય કે દુર્ગંધ અથવા ભયંકર પ્રાણીઓ કલેશ આપતાં હોય તો પણ, વીર પુરુષોએ તે દુઃખો સારી રીતે સહન કરવાં જોઈએ એમ હું કહું છું. મુનિને કોઈ ગાળ ભાંડે, કોઈ મારે, કોઈ તેના વાળ ખેંચે અથવા કોઈ તેની નિંદા કરે તોપણ, તેણે એવા અનુકૂળ કે પ્રતિકૂળ પ્રસંગોને સમજીને સહન કરવા જોઈએ. [ ૧૮૩-૪ ]

સંગોનું સ્વરૂપ વિચારો! અને સંયમથી ત્રાસ ન પામો!

-ગૃહોમાં, ગામોમાં, નગરોમાં, જનપદોમાં તેમ જ તે બધાના આંતરાઓમાં વિચરતા સંયમીને હિંસક માણસો તરફથી અથવા એમ ને એમ અનેક પ્રકારનાં દુઃખો ઊભાં થાય છે. તે દુઃખોને તે વીર પુરુષે સમભાવે સહવાં જોઈએ. [ ૧૯૪ ]

---

૧. કંટાળો, અણગમો.

જે ભિક્ષુ વસ્ત્રરહિત છે, તેને 'મારું વસ્ત્ર જૂનું થયું છે, મારે બીજું વસ્ત્ર કે સોયદોરો માગવાં પડશે, અને તેને સાંધવું પડશે,'[1] એવી કશી ફિકર હોતી નથી. વસ્ત્રરહિત રહીને સંયમમાં પરાક્રમ કરનારા તે ભિક્ષુને ઘાસ ખૂંચે છે, ટાઢ વાય છે, તાપ લાગે છે, ડાંસ-મચ્છર કરડે છે, — એમ અનેક પ્રકારનાં દુઃખો સહન કરવાં પડે છે. પરંતુ તે દુઃખોને સહન કરતો અને ઉપકરણોના ભાર વિનાનો તે અવસ્ત્ર મુનિ તપની વૃદ્ધિ કરે છે. ભગવાને આ હકીકત જે રીતે જણાવી છે, તે રીતે તેને બરાબર સમજવી જોઈએ. [ ૧૮૫ ]

એકલો ફરતો તે મુનિ હલકાં કુળોમાં[2] ફરીને નિર્દોષ ભિક્ષા મેળવી વિચરતો રહે. વસ્ત્રરહિત રહેતા મુનિએ પેટ ઊણું રાખીને ખાવું. સંયમી અને જ્ઞાની પુરુષોના બાહુ દૂબળા હોય છે: તેમનામાં માંસ તથા લોહી ઓછાં હોય છે. [ ૧૮૩-૪,૧૮૬ ]

કર્મોનો નાશ કરતો સંયમી મુનિ તેમના સ્વરૂપને બરાબર સમજીને સંયમથી ક્રોધાદિ કષાયોનો નાશ કરે છે. જે પ્રવૃત્તિઓમાં હિંસક લોકોને જરા પણ ત્રાસ છૂટતો નથી, તે પ્રવૃત્તિઓનું સ્વરૂપ જેણે બરાબર જાણેલું છે, તે ક્રોધ માન માયા અને લોભને તરી શકે છે, અને તેને જ ક્રોધાદિનો નાશ કરનારો કહેલો છે. [ ૧૮૪, ૧૯૫ ]

ઉદ્યમવંત, સ્થિતાત્મા, અરાગી, અચલ, એક સ્થળે નહિ રહેનાર અને જેનું ચિત્ત બહાર નથી એવો તે મુનિ શાંતિથી વિચર્યા કરે છે. ભોગોની આકાંક્ષા નહિ રાખતો અને પ્રાણોને નહિ હણતો એવો તે દયાળુ ભિક્ષુ મેધાવી ( બુદ્ધિમાન ) કહેવાય છે. સંયમમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરતો અને ઉદ્યમવંત એવો તે-ભિક્ષુ

---

૧. મૂળમાં: संधिस्सामि सुक्किस्सामि, सुक्किस्सामि, परिहिस्सामि, पाउणिस्सामि ( સાંધવું પડશે, સીવવું પડશે, ખોલવું પડશે, ફાડવું પડશે, પહેરવું પડશે, ઓઢવું પડશે ) એમ વિગતો છે.

૨. સારું ખાવાનું મળે તે માટે ધનવાન કે રાજવંશી કુટુંબોમાં નહીં.

પ્રાણીઓને માટે (પાણીમાં કદી ન ડૂબતા) 'અસંદીન' બેટ જેવો છે. આર્યોએ કહેલો ધર્મ પણ એવો છે. [૧૯૫,૧૮૭]

તેજસ્વી, શાંત દૃષ્ટિવાળા અને વેદવિત્ સંયમીએ લોક ઉપર કૃપા કરીને અને તેનું સ્વરૂપ સમજીને ધર્મનું કથન કરવું તથા તેનું વિવેચન કરવું. સત્ય માટે ઉદ્યમવંત થયેલા કે નહિ થયેલા એવા સાંભળવાની ઇચ્છાવાળા સર્વને સંયમીએ ધર્મ સમજાવવો. ભૂતમાત્રનું સ્વરૂપ વિચારી, શાંતિ, વૈરાગ્ય, ઉપશમ, નિર્વાણ, શૌચ, ઋજુતા, નિરભિમાનતા, અપરિગ્રહીપણું અને અહિંસારૂપી ધર્મ તેણે ઉપદેશવો [૧૯૪]

એ પ્રમાણે ધર્મને કહેતો ભિક્ષુ પોતે તકલીફમાં પડતો નથી કે બીજાને પણ તકલીફમાં નાખતો નથી; તથા કોઈ ભૂતપ્રાણીને પણ પીડા કરતો નથી. આવો ઉપદેશક મહામુનિ દુઃખમાં પડેલાં સર્વ ભૂતપ્રાણીઓને 'અસંદીન' બેટની પેઠે શરણરૂપ થાય છે. જેમ પક્ષી પોતાનાં બચ્ચાંને ઉછેરે છે, તેમ ઉદ્યમવંત નહિ થયેલાઓને તે મેધાવી ભિક્ષુ રાત અને દિવસ શાસ્ત્ર ઉપદેશીને ધીરે ધીરે તૈયાર કરે છે, એમ હુ કહુ છું. [૧૯૫,૧૮૭]

૩

કેટલાક નબળા મનના પુરુષો ધર્મ સ્વીકારીને પણ પાળી શકતા નથી. અસહ્ય કષ્ટોને સહન ન કરી શકવાથી તેઓ મુનિપણું[1] છોડીને કામો તરફ મમતાથી પાછા ફરે છે. ફરી સંસારમાં પડેલા તે લોકોના ભોગો વિઘ્નોવાળા હોઈ, અધૂરા જ રહે છે. તેઓ તત્કાળ કે થોડા વખત બાદ મરણ પામે છે અને પછી લાંબો વખત સંસારમાં રખડયા કરે છે. [૧૮૨]

કેટલાક કુશીલ પુરુષો જ્ઞાનીઓ પાસેથી વિદ્યા મેળવીને ઉપશમનો ત્યાગ કરી ઉદ્ધત થઈ જાય છે. કેટલાક બ્રહ્મચર્યમાં

૧. મૂળમાં, 'વસ્ત્ર, પાત્ર, કંબલ અને રજોહરણ છોડીને' એમ છે.

રહેવા છતાં ભગવાનની આજ્ઞાને નથી અનુસરતા. કેટલાક વળી સારી રીતે જીવવાનું મળશે એ આશાએ જ્ઞાનીઓએ કહેલી વાતો સાંભળ્યા કરે છે; તો કેટલાક સંસારનો ત્યાગ કર્યા પછી થાકી જઈ, કામોથી બળતા તથા કામોમાં આસક્તિવાળા બની, બતાવેલા સંયમને પાળવાને બદલે ગુરુની સામે થઈ જાય છે. [ ૧૮૮ ]

તેવા મંદ પુરુષો બીજા શીલવંત, ઉપશાંત અને વિવેકથી વર્તતા ભિક્ષુઓને, 'તમે શીલ વિનાના છો,' એમ કહે છે! મંદ પુરુષની એ બીજી મૂર્ખાઈ છે. [ ૧૮૯ ]

કેટલાક સંયમમાંથી ચ્યુત થયેલા હોય છે, પણ બીજાની આગળ શુદ્ધ આચારની વાતો કરે છે; તો કેટલાક આચાર્યને નમતા રહેતા છતાં જ્ઞાનભ્રષ્ટ અને દર્શનભ્રષ્ટ હોવાથી, જીવિતને વેડફી નાખે છે. સંયમ સ્વીકાર્યા બાદ વિઘ્નો આવી પડતાં, સુખાર્થી થઈ ફરી અસંયમી થનારા એવા ઇંદ્રિયોના વશવર્તી અને કાયર પુરુષો લીધેલી પ્રતિજ્ઞાઓનો નાશ કરે છે. એવાઓની પ્રશંસા પણ પાપરૂપ છે. તે શ્રમણો વિભ્રાંત છે, વિભ્રાંત છે. [ ૧૯૦-૧,૧૯૩ ]

તેવાઓનું નિષ્ક્રમણ તે દુર્નિષ્ક્રમણ છે. નિંદાને પાત્ર તે પુરુષો વારંવાર જન્મમરણને પામ્યા કરે છે. અવિદ્યાવાળા તેઓ પોતાને વિદ્વાન માનીને, 'હું જ મોટો છું' એવી બડાઈ કરે છે. તેઓ બીજા તટસ્થ સંયમીઓ તરફ ઉદ્ધત થાય છે અને તેમની સામે ગમે તેમ બોલે છે. [ ૧૯૧ ]

બાળક જેવા મૂઢ તે અધર્માંઓ હિંસાર્થી થઈને બોલે છે કે, 'પ્રાણોને હણો!' તેઓ ભગવાને કહેલા દુષ્કર ધર્મની ઉપેક્ષા કરે છે. તેવાઓને આજ્ઞાના વિરાધક, કામોમાં ખૂંચેલા અને વિતંડી કહેલા છે. [ ૧૯૨ ]

સંયમ માટે ઉદ્યત થયેલાઓની સાથે રહેવા છતાં તેઓ અવિનયી હોય છે; અને વિરક્ત તથા જિતેંદ્રિય પુરુષોની સાથે રહેવા છતાં તેઓ અવિરક્ત અને અદાન્ત હોય છે. [ ૧૯૩ ]

આની વિચિત્ર સ્થિતિ જાણીને બુદ્ધિમાન પુરુષે પ્રથમથી ધર્મને બરાબર સમજવો જોઈએ-અને પછી પોતાના લક્ષમાં પરાયણ બની શાસ્ત્રાનુસાર પરાક્રમ કરવું જોઈએ, એમ હુ કહું છું. [ ૧૯૧,૧૯૩ ]

૭

## મહાપરિજ્ઞા

[ આ અધ્યયન લુપ્ત થઈ ગયું છે એવો પ્રાચીન પ્રવાદ છે. તેના વિષયનું વર્ણન કરતાં ટીકાકાર શીલાંકદેવ જણાવે છે :

"संयमादिगुणयुक्तस्य कदाचिन्मोहसमुत्थाः परिषहा उपसर्गा वा प्रादुर्भवेयुस्ते सम्यक् सोढव्याः।"

"સંયમ વગેરે ગુણોથી યુક્ત મુમુક્ષુને કદાચિત્ મોહને કારણે પરિષહો (સંકટો) અને ઉપસર્ગો (વિઘ્નો) આવી પડે, તો તે તેણે સારી રીતે સહન કરવાં." એવો સાતમા અધ્યયનો વિષય છે.]

## ૮

# વિમોહ[1]

### ૧

આર્ય પુરુષોએ સમભાવે કહેલો ધર્મ સાંભળીને અને સમજીને બોધ પામેલા કેટલાક બુદ્ધિમાન પુરુષો વચલી વયમાં જ સંયમધર્મનો સ્વીકાર કરે છે. કશાની આકાંક્ષા વિનાના તે સંયમીઓ નથી કોઈની હિંસા કરતા, નથી કશો પરિગ્રહ રાખતા કે નથી બીજું કાંઈ પાપકર્મ કરતા. તેઓ જ સાચા અગ્રંથો છે. [ ૨૦૭ ]

બુદ્ધિમાન ભિક્ષુએ જ્ઞાનીઓ પાસેથી પ્રાણીઓના જન્મ અને મરણની સમજ મેળવીને સંયમમાં તત્પર થવું. શરીર આહારથી વધે છે અને દુઃખથી ભાગી જાય છે. વૃદ્ધાવસ્થામાં ઇંદ્રિયો નબળી પડી જવાથી કેટલાય લોકો સંયમધર્મના પાલન માટે અસમર્થ થઈ જાય છે. માટે બુદ્ધિમાન ભિક્ષુએ વેળાસર જાગ્રત થઈ, દુઃખ પડ્યા છતાં સતત ઉદ્યમવંત અને આકાંક્ષા વિનાના બની સંયમોન્મુખ થવું અને દયાધર્મનું પાલન કરવું. જે ભિક્ષુ કર્મોનો નાશ કરનાર શસ્ત્રરૂપી સંયમને બરાબર સમજે છે અને પાળે છે, તે જ કાલજ્ઞ, બલજ્ઞ, માત્રાજ્ઞ, ક્ષણજ્ઞ, વિનયજ્ઞ અને સમયજ્ઞ છે. [ ૨૦૮-૯ ]

કેટલાય લોકોને આચાર[2]ની કશી સમજ નથી હોતી. હિંસાથી નિવૃત્ત ન થયેલા તેઓને, પ્રાણોને હણવા – હણાવવામાં કે ચોરી વગેરે કરવા – કરાવવામાં કાંઈ અજુગતું નથી લાગતું. તેઓની માન્યતાઓ પણ જુદી જુદી હોય છે. કેટલાક કહે છે, 'લોક છે;' કેટલાક કહે છે, 'લોક નથી.' કેટલાક લોકને ધ્રુવ કહે છે; તો

---

૧. મોહમાંથી મુક્તિ, મોહમુક્ત પુરુષ અથવા વિમોહ પુરુષનો આચાર.

૨ ટીકાકાર તેનો —'મોક્ષને અર્થે કરવાનાં અનુષ્ઠાનો' —એટલે 'સંયમધર્મ', એવો અર્થ લે છે.

કેટલાક અધ્રુવ કહે છે. કેટલાક તેને આદિવાળો–કહે છે, તો કેટલાક તેને અનાદિ અનંત કહે છે. એ જ પ્રમાણે સુકૃત–દુષ્કૃત, કલ્યાણ–પાપ, સાધુ–અસાધુ, સિદ્ધિ–અસિદ્ધિ અને નરક–નનરકની બાબતમાં પણ તેઓ પોતપોતાની માન્યતા જણાવતા વાદવિવાદ કરે છે. તેમને એટલું જ કહેવું બસ છે કે તમારું કહેવું નિર્હેતુક છે. તરતપ્રજ્ઞાવાળા,[1] જાણતા અને જોતા ભગવાને જે પ્રમાણે ધર્મ કહેલો છે, તે પ્રમાણે તમારો ધર્મ સારી રીતે કહેવાયેલો તથા યથાર્થ નથી [૧૯૯]

અથવા, આવા વિવાદના પ્રસંગોમાં મૌન જ રાખવું એમ હું કહું છું. 'બધા ધર્મોમાં (હિંસારૂપી) પાપ સ્વીકાર્યું છે. એ પાપને વટાવીને હું વિચરું છું, એ જ મારી વિશેષતા કહેવાય,' એમ સમજીને વિવાદ ન કરવો [૨૦૦]

વળી એ પણ નક્કી જાણવું કે, ખાન, પાન, વસ્ત્ર, પાત્ર, કંબળ કે પાદપ્રોંછન (રજોહરણ) મળે કે ન મળે તો પણ, માર્ગ છોડીને અવળે માર્ગે ચાલતા તે વિધર્મી લોકો કાંઈ આપે, (કશું લેવા માટે) નિમંત્રણ કરે, કે (બીજી કોઈ) સેવા કરે, તો તેનો સ્વીકાર ન કરવો [૧૯૮]

મતિમાન બ્રાહ્મણે[2] કહેલા ધર્મને સમજ્યા પછી ભલે ગામમાં રહે કે અરણ્યમાં રહે, અથવા ગામમાં ન રહે કે અરણ્યમાં ન રહે, પરંતુ મહાપુરુષોએ વર્ણવેલા અહિંસા, સત્ય અને અપરિગ્રહ એ

---

૧ મૂળ આશુપ્રજ્ઞ–તરતબુદ્ધિવાળો.

૨ મૂળમાં 'માહણ' છે એ બ્રાહ્મણ શબ્દનું પ્રાકૃત છે બ્રાહ્મણ એટલે 'બ્રહ્મ–સત્ય–ને પામેલો' એવા અર્થમાં આ શબ્દ અહીં વપરાયો છે બ્રાહ્મણના આ સાચા અર્થમાં સૂત્રોમાં ઘણીવાર માહણ શબ્દ વપરાય છે, પણ ટીકાકાર તેનો મા+હણ એટલે 'અહિંસાનો ઉપદેશ કરનાર જિન' એવો અર્થ ઘટાવવા જાય છે

ત્રણ મહાવ્રતોનું[1] સ્વરૂપ બરાબર સમજીને આર્ય પુરુષ ઉદ્યમવંત થાય. ઊંચે, નીચે, અને તીરછે એમ બધી દિશામાં પ્રવૃત્તિમાત્રથી પ્રત્યેક જીવને થતું દુઃખ સમજીને બુદ્ધિમાન પુરુષ સકામ પ્રવૃત્તિઓ કરે નહિ, કરાવે નહીં, કે કરનારને અનુમતિ ન આપે. જેઓ તેવી પ્રવૃત્તિઓ કરે છે, તેમનાથી સંયમી પુરુષ શરમાય. વિવિધ પ્રવૃત્તિઓનું સ્વરૂપ સમજીને સંયમી કોઈ પણ પ્રકારનો આરંભ ન કરે. જે પાપકર્મમાંથી નિવૃત્ત છે, તે જ સાચો વાસનારહિત છે.[2] [૨૦૦-૧]

૨

સંયમી ભિક્ષુએ પોતાના ભિક્ષાને લગતા આચાર બરાબર જાળવવા એમ બુદ્ધ પુરુષોએ જણાવેલું છે. [૨૦૪]

સ્વધર્મી કે પરધર્મીને ખાન, પાન, મેવો, મુખવાસ, વસ્ત્ર, પાત્ર, કંબલ અને રજોહરણ દેવાં નહિ, તે માટે તેમને નિમંત્રણ ન આપવું, તથા તે વસ્તુઓ વડે અત્યંત આદરબુદ્ધિથી તેમની સેવા પણ ન કરવી. [૧૯૭]

ખાસ કરીને સદ્ધર્મીએ અસદ્ધર્મીને ખાન, પાન, વસ્ત્ર વગેરે આપવાં નહિ, કે તે વસ્તુઓ માટે નિમંત્રણ આપી તે વડે તેમની સેવા પણ કરવી નહિ; પરંતુ સદ્ધર્મીએ [જરૂર પડ્યે] સદ્ધર્મીની તે પ્રકારે સેવા કરવી.[3] [૨૦૫-૬]

---

૧. મૂળમાં 'યામ' શબ્દ છે. પાર્શ્વનાથનો ધર્મ ચાર યામવાળો હતો. મહાવીરનો પાંચ યામવાળો હતો. અહીં વળી ત્રણ જ યામ કહ્યા છે.

૨. વાસનારહિત હોઈ 'સ્વાભાવિક' પ્રવૃત્તિ કરવાનો દંભ કરનારાઓનો વિરોધ કરવા, તેમના સિદ્ધાંતને ઉલટાવીને અહીં રજૂ કર્યો છે.

૩. અહીં સુધી, સાધુઓએ અંદરોઅંદર આ પ્રમાણેની સેવડ-દેવડની પ્રવૃત્તિ ન કરવી; અથવા કઈ તો ન જ કરવી અને કઈ કરવી — એ જાતનો નિયમ જણાવ્યો. હવે સાધુએ પોતે ગૃહસ્થ પાસેથી ભિક્ષા-વસ્તુ કેવી રીતે, ક્યારે લેવી - ન લેવી તેની વિગતમાં ઊતરે છે.

સ્મશાનમાં, ઉજ્જડ ઘરમાં, ગિરિગુફામાં, વૃક્ષ નીચે, કુંભારને ઘેર કે બીજે ક્યાય સાધના કરતા, રહેતા, બેસતા, વિશ્રાંતિ કરતા અને વિચરતા ભિક્ષુને કોઈ ગૃહસ્થ આવીને ખાનપાન વસ્ત્ર વગેરે માટે નિમંત્રણ આપે, અને તે વસ્તુઓ હિંસા કરીને, ખરીદી લાવીને, ઝૂંટવી લાવીને, બીજા કોઈની ઉપાડી લાવીને અથવા પોતાને ઘેરથી સામે લાવીને આપવાનુ કહે, કે તેને માટે મકાન ચણાવી આપી તેને ખાઈ પીને ત્યાં જ રહેવાનુ કહે; તો ભિક્ષુએ તેને કહેવુ કે, હે આયુષ્મન્, તારુ કહેવું મને કબૂલ નથી, કેમકે તેવી પ્રવૃત્તિઓનો મે ત્યાગ કર્યો છે. [૨૦૨]

સ્મશાનાદિમાં રહેતા ભિક્ષુને જમાડવા માટે કે રહેવા માટે કોઈ ગૃહસ્થ હિંસાદિક કરી મકાન ચણાવે, કે ખાનપાન તૈયાર કરે, અને તે વાતની ભિક્ષુને પોતાની સહજબુદ્ધિથી ખબર પડે, કે કોઈના કહેવાથી કે બીજા પાસેથી સાંભળીને ખબર પડે, તો પણ તેણે તરત જ તે ગૃહસ્થને ઉપર પ્રમાણે ના કહી દેવી. [૨૦૩]

ભિક્ષુને પૂછીને કે પૂછ્યા વિના તેને માટે ગૃહસ્થે મોટો ખર્ચ કર્યો હોય અને પછી ભિક્ષુ તે વસ્તુઓનો સ્વીકાર કરવાની ના પાડે, તેથી ગુસ્સે થઈ તે ગૃહસ્થ તેને મારે કે મરાવે અથવા હેરાન કરે,[1] તો પણ વીર ભિક્ષુએ તે દુખોને બરાબર સહેવા, અથવા સામો ગૃહસ્થ બુદ્ધિમાન હોય તો તેને તર્કથી પોતાનો આચાર સમજાવવો. તેમ બને તેવુ ન હોય તો મૌન રહેવુ. [૨૦૪]

ભિક્ષુ કે ભિક્ષુણીએ ખાનપાન ખાતી પીતી વખતે તેને સ્વાદ માટે મોમા એક બાજુથી બીજી બાજુ ફેરવવુ નહિ. આમ કરનારો

૧ મૂળમા નીચેની વીગતો છે – તેના ઉપર કોપ કરે, તેને હણે, બીજા પાસે માર મરાવે કે હણાવે, અંગપ્રત્યગો છેદાવે, બળાવે, અથવા તેને રધાવે, તેના કપડા વગેરે ખેંચી લે, અને એ પ્રમાણે તેને હેરાન કરે . .

ભિક્ષુ ઉપાધિથી મુક્ત થાય છે અને તેનું તપ વધે છે. ભગવાને જણાવેલી આ વસ્તુને બરાબર સમજીને સમભાવે રહેવું. [૨૨૦]

ટાઢથી થથરતા ભિક્ષુને ગૃહસ્થ આવીને પૂછે કે, તને કામવાસના તો નથી પીડતી ને? તો તેને કહેવું કે, મને કામવાસના નથી પીડતી; પરંતુ આ ઠંડી સહન ન થવાથી હું થથરું છું. પરંતુ દેવતા પાડીને તાપવાનો કે બીજાના કહ્યાથી તેમ કરવાનો અમારો આચાર નથી. ભિક્ષુનું કહેવું સાંભળીને પેલો (ગૃહપતિ) જાતે તાપણી સળગાવી તેને તપાવે, તોપણ ભિક્ષુએ તેને ના પાડવી. [૨૧૦]

કોઈ ભિક્ષુ એક પાત્ર અને ત્રણ વસ્ત્રધારી હોય, અથવા એક પાત્ર અને બે વસ્ત્રધારી હોય, કે એક પાત્ર અને એક વસ્ત્રધારી હોય; તો તેને એમ થવું ન જોઈએ કે હું વળી એક વધુ વસ્ત્ર માગું. ભિક્ષુએ પોતાને લેવાં ઘટે તેવાં જ વસ્ત્ર માગવાં અને જેવાં મળે તેવાં જ પહેરવાં. તેમને ધોવાં નહિ કે ધોયેલાં અને રંગેલાં વસ્ત્રો પહેરવાં નહિ. ગામતરે જતાં કોઈ લૂંટી લેવાનું મન કરે તે માટે તેણે વસ્ત્ર સંતાડવાં નહિ કે તેવાં વસ્ત્ર તેણે પહેરવાં નહિ. એ વસ્ત્રધારીનો આચાર છે. હેમંતઋતુ વીતી જાય અને ગ્રીષ્મઋતુ બેસે, ત્યારે તેણે જીર્ણ થયેલાં વસ્ત્ર પરઠવી દેવાં તથા એક ઉપરનું અને એક નીચેનું એવાં બે વસ્ત્ર રાખવાં,[1] અથવા એક જ વસ્ત્ર રાખવું અથવા વસ્ત્ર જ ન પહેરવાં. [૨૧૧-૧૨]

આમ કરનાર ભિક્ષુ ઉપાધિથી મુક્ત થાય છે અને તેનું તપ વધે છે. ભગવાને જણાવેલી આ વસ્તુ બરાબર બધી રીતે સમજીને સમભાવે રહેવું [૨૧૩-૪]

જે ભિક્ષુ વસ્ત્ર વિના જ રહેતો હોય, તેને એમ થાય કે હું તૃણસ્પર્શ, ટાઢ, તાપ, ડાંસ અને મચ્છરના ઉપદ્રવ તથા એવાં

૧. ત્રણ અને બે વસ્ત્રધારી માટે આ વાક્ય છે. એક વસ્ત્રધારીએ તો એક જ રાખવું. વસ્ત્ર ઓછાં કરવાનો કે બિલકુલ ત્યાગવાનો પછીનો ભાગ બધા માટે છે.

બીજાં સંકટો તો સહન કરી શકું છું, પણ મારી લાજ ઢાંક્યા વિના રહી શકું તેમ નથી; તો તેણે એક કટીબંધન સ્વીકારવું. વસ્ત્ર વિના ટાઢ તડકો વગેરે અનેક દુઃખો સહનાર તે ભિક્ષુ ઉપાધિથી મુક્ત થાય છે અને તેનું તપ વધે છે. [ ૨૨૩૪ ]

૩

જો ભિક્ષુને એમ થાય કે હું કામવાસનામાં[૧] સપડાયો છું અને તેના વેગને સહી શકું નથી; તો તે વસુમાન અને સમજદાર ભિક્ષુએ પોતે જાતે અકાર્યમાં પ્રવૃત્તિ ન કરતાં આત્મઘાત કરવો. તે સંજોગોમાં તેને માટે તે જ શ્રેય છે; એ જ તેનો મરણનો અવસર[૨] છે; તે જ તેના સંસારને છેદનાર વસ્તુ છે; તે જ તેને માટે ધર્માચાર[૩] છે, તથા હિતકર, સુખકર, યોગ્ય અને હંમેશને માટે નિઃશ્રેયસરૂપ છે. [ ૨૧૫ ]

જો ભિક્ષુને એમ થાય કે હું એકલો છું, મારું કોઈ નથી, હું પણ કોઈ નો નથી; તો તેણે પોતાના આત્માને એકલો જ સમજવો. એમ સમજનારો ભિક્ષુ ઉપાધિથી મુક્ત થાય છે અને તેનું તપ વધે છે. ભગવાને જણાવેલી આ વસ્તુ બરાબર સમજીને સમભાવે રહેવું. [ ૨૧૯ ]

કોઈ ભિક્ષુને એમ થાય કે હુ રોગથી પીડાયેલો છું, અશક્ત છું અને ભિક્ષા માટે એક ઘેરથી બીજે ઘેર જઈ શકું તેમ નથી; તેની એવી સ્થિતિ સમજીને કોઈ બીજો તેને માટે ખાનપાન વગેરે લાવીને આપે; તો તેણે તરત જ વિચાર કરીને તેને કહેવું

૧ જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૨. મૂળ: 'કાળપર્યાય' એટલે કે મરણનો યોગ્ય સમય. તેને માટે એ અકાલમરણ નથી

૩. મૂળ: 'વિમોહાયતન' – એટલે કે વિમોહ પુરુષોનો આચાર — ચરણ.

જોઈએ કે, 'હે આયુષ્મન્ ! તમે આણેલું આ ખાનપાન મને ખપે તેમ નથી'. [ ૨૧૬ ]

કોઈ ભિક્ષુનો એવો નિયમ હોય કે, 'હું બીમાર પડું તો પણ બીજાને મારી સેવા કરવાનું કહું નહિ; પણ એ સ્થિતિમાં સમાન ધર્મવાળા જો આપમેળે મારી સેવા કરવાનું કહે તો તે સ્વીકારું; અને તે જ પ્રમાણે હું સારો હોઉં ત્યારે બીજો કોઈ સમાનધર્મી બીમાર હોય તો તે ન કહે છતાં મારે તેની સેવા કરવી,' – તો તે ભિક્ષુ તે પ્રકારે સ્વીકારેલા નિયમને[1] બરાબર સમજીને વળગી રહે. [ ૧૧૭ ]

તે પ્રમાણે કોઈ ભિક્ષુનો એવો નિયમ હોય કે, બીજાની સેવા હું કરીશ, પણ મારી બીજા પાસે નહિ કરાવું; કે બીજાની સેવા હું નહિ કરું, પણ બીજા મારી કરશે તો ના નહિ પાડું; કે બીજાની સેવા હું નહિ કરું, તેમ જ બીજા પાસે મારી કરાવીશ પણ નહિ, – તો તે દરેક નિયમને બરાબર સમજીને વળગી રહેવું. [ ૨૧૭ ]

વળી કોઈ ભિક્ષુના મનમાં એમ હોય કે હું બીજા ભિક્ષુઓને ખાનપાન વગેરે લાવી આપીશ, અને તેમનું લાવેલું લઈશ પણ ખરો; અથવા બીજા ભિક્ષુને હું લાવી આપીશ પણ તેમનું લાવેલું લઈશ નહીં; અથવા હું બીજાને લાવી નહીં આપું, પણ તેમનું લાવેલું લઈશ ખરો; અથવા હું તેમને લાવી આપીશ પણ નહીં, તેમ જ તેમનું લાવેલું લઈશ પણ નહીં; અથવા મેં યોગ્ય રીતે મેળવેલાં અને મારા ખપ કરતાં વધારાનાં ખાનપાન વગેરે દ્વારા જ સમાનધર્મીની સેવા કરીશ, અને બીજો પણ મારી તે રીતે સેવા કરશે તો જ સ્વીકારીશ, – તો તે ભિક્ષુએ તે પ્રકારે સ્વીકારેલા નિયમને બરાબર વળગી રહેવું. [ ૨૨૫ ]

---

૧. મૂળમાં : 'ધર્મને'.

તે પ્રમાણેની પ્રતિજ્ઞાને વળગી રહેવું શક્ય ન રહે, ત્યારે પ્રતિજ્ઞાનો ભંગ કરવાને બદલે ખાવાનું છોડી દઈ મરણ સ્વીકારવું, પરંતુ પ્રતિજ્ઞાને ન છોડવી. શાંત, ત્યાગી તથા મન અને ઇંદ્રિયોને વશમાં રાખનાર ભિક્ષુને માટે તે સંજોગોમાં એ જ શ્રેય છે; એ જ તેનો મરણનો અવસર છે. (વગેરે સૂત્ર ૨૧૫ મુજબ) [૨૧૭]

૪

બુદ્ધિમાન ભિક્ષુ જેમ જીવિતની કામના ન કરે, તેમ મરણની પણ કામના ન કરે; મોક્ષના વાંછુકે તટસ્થતાપૂર્વક પોતાની પ્રતિજ્ઞારૂપ સમાધિ સાચવવી, અને આંતર તથા બાહ્ય પદાર્થોની મમતા તજી, આત્માને (પ્રતિજ્ઞાભંગથી) કલુષિત ન થવા દેવાની ઇચ્છા રાખવી. પોતાની પ્રતિજ્ઞારૂપ સમાધિના ક્ષેમનો જે કાંઈ ઉપાય ધ્યાનમાં આવે, તે તેણે તરત જ અજમાવવો. છેવટે અશક્ય થઈ જાય, ત્યારે તેણે ગામમાં અથવા જંગલમાં શુદ્ધ અને જંતુ વિનાની જગા જોઈને ત્યાં ઘાસની પથારી કરવી. પછી તે પથારી ઉપર આહારનો ત્યાગ કરીને તે ભિક્ષુએ શરીરને રાખવું, અને મનુષ્ય વગેરે તરફથી જે કાંઈ સંકટો આવે તે સહન કરવાં, પણ મર્યાદાને[1] ઉલ્લંઘવી નહિ [૪-૮][2]

ઊંચે નીચે ચાલનારાં તથા ત્યાં ફરતા પ્રાણીઓ કે જંતુઓ તે ભિક્ષુનું માંસ અને લોહી ખાય, તો તે પ્રાણીઓને કે જંતુઓને તેણે મારવાં પણ નહિ કે ઉરાડવાં પણ નહિ. તે બધાં દેહને પીડા આપે છે એમ સમજી, મુનિએ એક સ્થાનેથી બીજે સ્થાને પણ ન

૧. ટીકાકાર તેનો એવો અર્થ લે છે કે, પુત્ર સ્ત્રી વગેરેના સંબંધથી તેમનું ચિંતન ન કરવું; કે પ્રતિકૂલ સંકટોને કારણે ગુસ્સો ન કરવો બાકી, આ મરણવિધિમાં સ્થળની હેરફેર જાતે કે બીજાની મદદથી કરી શકાય છે. જુઓ પાન ૫૬ નોંધ ૧

૨. અહીંથી આગળ ૧ થી ૨૫ સુધીના જે આંક છે, તે આઠમા ઉદ્દેશકના શ્લોકોના આંક સમજવા

જવું; ક્રોધ હિંસાદિ-વિવિધ આસ્રવોથી ત્રાસ પામતા તે ભિક્ષુએ બધું સહન કરવું. અનેક પ્રકારનાં બંધનોથી દૂર રહેનો તે ભિક્ષુ આમ સમાધિથી આયુષ્યને પૂરું કરે. સંયમી અને જ્ઞાની પુરુષો માટે એ જ શ્રેય છે.[1] [૧૦-૧]

ભિક્ષુને એમ થાય કે, 'હું હવે સંયમપાલન માટે આ શરીરને ધારણ કરવા અશક્ત છું,[2] ત્યારે તેણે ક્રમે ક્રમે આહાર ઘટાડવો, કષાયો ઓછા કરવા અને સમાધિયુક્ત થઈને પાટિયાની પેઠે સ્થિર વૃત્તિવાળા થઈને રહેવું; પછી છેક અશક્ત થઈ જાય ત્યારે ગામ કે નગરમાં જઈને ઘાસ માગી લાવવું. તેને લઈને એકાંતે જઈ, જે જગાએ ઈંડાં, નાનાં જીવડાં, બી, ઘાસ, ઝાકળ, પાણી, કીડિયારાં, લીલ, ભીની માટી અને કરોળિયાનાં જાળાં ન હોય, તે જગાએ બરાબર જોઈતપાસીને ત્યાં તે ઘાસ પાથરવું. પાથરીને, તેના ઉપર બેસી 'ઇત્વરિતમરણ'નો સ્વીકાર કરવો. પછી, અનાહાર રહીને જે દુઃખો આવે તે સહન કરવાં, પરંતુ બીજા પાસે કોઈ

૧. અહીં સુધી વર્ણવેલા મરણવિધિને ટીકાકારે 'ભક્તપરિજ્ઞા' મરણનો વિધિ કહ્યો છે. મૂળમાં પછીનાં બે મરણના નામનો જેમ ઉલ્લેખ છે, તેમ આ મરણવિધિની બાબતમાં નથી. આમાં અને પછીના ઇત્વરિતમરણ (ઇંગિનીમરણ)માં તફાવત એટલો છે કે, ઇત્વરિત મરણમાં ચતુર્વિધ આહારના ત્યાગ ઉપરાંત અમુક મુકરર કરેલા સ્થાનમાં જ જાતે જ બધી ચેષ્ટાઓ કરવાની હોય છે. ત્યારે ભક્તપરિજ્ઞામાં સ્થાન-મર્યાદા નથી હોતી, ઉપરાંત પડખું બદલવું વગેરે ક્રિયાઓમાં બીજાની મદદ લેવાની છૂટ હોય છે. છેલ્લા પાદપોપગમનમાં તો એક સ્થાનમાં સૂતા પછી જાતે પડખું બદલવા જેટલી પણ ક્રિયા કરવાની હોતી નથી.

૨. ટીકાકાર કહે છે કે 'લૂખોસૂકો આહાર, ખાવાથી, કે તેને કારણે થયેલા રોગથી તેમજ કઠોર તપશ્ચર્યાને કારણે યથેષ્ટ કાળે આવશ્યક ક્રિયા-રૂપી આનુપૂર્વીથી શરીર ટકાવી રાખવા પોતે શક્તિમાન નથી એમ એમ લાગે, ત્યારે ......'

પ્રકારનો શરીરનો ઉપચાર ન કરાવવો. તેમ કરતાં ઇંદ્રિયો અકડાય તો તેમને યોગ્ય રીતે હેરવવી-ફેરવવી. તેમ કરવા છતાં તે અગર્હ, અચલ અને સમાહિત કહેવાય[1] છે. મન સ્વસ્થ રહે અને શરીરને કાંઈક ટેકો મળે તે સારુ તે ચંક્રમણ કરે કે શરીરને સંકોચે કે પહોળું કરે, પણ બની શકે તો તો અચેતનની પેઠે સ્થિર જ રહે. થાકેલો ભિક્ષુ આમતેમ આંટા મારે, અથવા ગાત્રોને સંકોચીને બેસે. બેસતાં થાકી જાય તો છેવટે શયન પણ કરે. [ ૨૨૧-૨,૧૨૬ ]

આ જાતના અદ્વિતીય મરણને સ્વીકારીને ઇંદ્રિયોને વશમાં રાખે. શરીરને ટેકવવા માટે જે પાટિયું મેળવ્યું હોય, તે ઊધઈ વગેરેથી ભરેલું હોય તો તેનો ત્યાગ કરી, બીજું જીવરહિત એવું શોધે. જેનાથી પાપ ઉત્પન્ન થાય તેવું કશું અવલંબન ન કરે. બધાં દુઃખોને સહન કરે અને તે વડે આત્માને ઉત્કૃષ્ટ બનાવે. સત્યવાદી, ઓજસ્વી, પાર પામેલો, ખટપટ વિનાનો, વસ્તુના સ્વરૂપને સમજનારો, સંસારમાં નહિ ફસેલો એવો તે ભિક્ષુ[2] ક્ષણભંગુર શરીરની મમતા છોડીને અને અનેક સંકટો સહન કરીને, જિનશાસનમાં વિશ્વાસ કરતો ભયને તરી જાય છે. એ તેનો મરણનો અવસર છે, એ તેના સંસારનો છેદ કરનારું છે, તે જ વિમોહાયતન, હિત, સુખ, ક્ષેમ અને હંમેશને માટે નિ.શ્રેયસરૂપ છે. [ ૧૭ ૮,૨૨૨ ]

તેનાથી પણ નીચે પ્રમાણેનો મરણવિધિ ચડિયાતો છે. તેણે ઘાસ માગી લાવી પથારી પાથરી, તેના ઉપર બેસી તે સમયે

૧ આ વાક્ય લખવાનું કારણ એ જણાય છે કે, પાદપોપગમન મરણ-વિધિમાં શરીર અકડાય તો પણ હરવાફરવાનું નથી હોતું; પરંતુ જેણે પોતાના અસામર્થ્યને લીધે તે વિધિ નથી સ્વીકાર્યો અને તેનાથી હળવો 'ઇત્વર' વિધિ સ્વીકાર્યો છે, તે હરેફરે તેથી તેના તપની કિંમત ઓછી થતી નથી

૨ ઇત્વરિત મરણના સ્વીકારની લાયકાત કઈ હોવી જોઈએ તે જણાવ્યું છે.

શરીરના સર્વ વ્યાપારો અને શરીરની ગતિનો ત્યાગ કરવો. બીજી અવસ્થાઓ કરતાં આ તેની ઉત્તમ અવસ્થા છે. તે બ્રાહ્મણે પોતાના સ્થાનને બરાબર તપાસીને અનશન આદરવું. અને બધાં ગાત્રોનો નિરોધ થાય તોપણ પોતાના સ્થાનથી ભ્રષ્ટ ન થવું. મારા શરીરમાં દુઃખ નથી એમ સમજીને સમાધિમાં સ્થિર રહેવું અને કાયાનો બધી રીતે ત્યાગ કરવો. જીવતાં સુધી સંકટો અને આપત્તિઓ આવવાનાં જ, એમ સમજીને શરીર(-ની મમતા)નો ત્યાગ કરી, પાપને અટકાવનાર પ્રજ્ઞાવાન ભિક્ષુએ બધું સહન કરવું. ક્ષણભંગુર એવા શબ્દાદિ પુષ્કળ કામોમાં રાગ ન કરવો[1] અને કીર્તિને અચલ સમજીને તેમાં લોભ ન રાખવો. કોઈ દેવો તેને માનુષિક ભોગોની અપેક્ષાએ શાશ્વત એવી દિવ્ય વસ્તુઓથી લલચાવે, તો એવી દેવમાયા ઉપર શ્રદ્ધા ન રાખવી, અને તેનું સ્વરૂપ સમજીને તેનો ત્યાગ કરવો. બધા અર્થોમાં અમૂર્છિત અને સમાધિથી આયુષ્યનો પાર કરનાર તે ભિક્ષુએ તિતિક્ષાને ઉત્તમ વિમોહરૂપ[2] અને હિતરૂપ સમજીને સમાધિમાં રહેવું. [૨૨૬,૧૯-૨૫]

અનુક્રમે કહેલા એ ત્રણે મરણવિધિઓને, સાંભળીને તેમને અપૂર્વ જાણીને અને દરેક તપના બાહ્ય અને આભ્યંતર એવા બે પ્રકાર[3] ખ્યાલમાં રાખીને, ધીર, વસુમાન, પ્રજ્ઞાવાન અને બુદ્ધ પુરુષ ધર્મના પારગામી થાય છે. [૧-૨]

---

૧. એટલે કે તે અવસ્થામાં રાજા પોતાની કન્યા અને રાજ્ય આપવા તૈયાર થાય તોપણ તેની ઇચ્છા ન કરવી.

૨. વિમોહ એટલે 'વિમોહ પુરુષોએ સ્વીકારેલ વિધિ' — એટલે અહીં અનુક્રમે વર્ણવેલા ત્રણ મરણવિધિ. તે ત્રણે મરણવિધિમાં પ્રધાન વસ્તુ તિતિક્ષા છે

૩. એટલે કે શરીરથી તપ સ્વીકારે અને મન છૂટું રાખે તો તે નકામું છે.

# ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧,** કામવાસના માટે મૂળમાં માત્ર 'શીતસ્પર્શ' શબ્દ છે. ટીકાકાર તેનો 'ટાઢ તડકો વગેરેના ઉપદ્રવો' તથા 'સ્ત્રીના ઉપદ્રવો' એવો અર્થ લે છે અને જણાવે છે કે, કોઈ દુષ્ટ સ્ત્રી ઘરમાં ફસાવીને લઈ જાય અને ત્યાંથી ભ્રષ્ટ થયા વિના જીવતા પાછા નીકળવું અશક્ય જણાય, ત્યારે ગળે ફાંસો ખાઈને કે ઝેર ખાઈને કે ગમે તે પ્રકારે આત્મહત્યા કરવી. અથવા કોઈ નબળા શરીરના ભિક્ષુને ટાઢ તડકો કે રોગનું દુઃખ પોતાથી લાંબો વખત સહન નહિ કરી શકાય એમ લાગે, ત્યારે તે પણ તેમ કરે. સંયમની પ્રતિજ્ઞાનું પાલન અશક્ય થઈ જાય, ત્યારે જૈન શાસ્ત્રમાં ભક્તપરિજ્ઞા, ઇત્વરિત અને પાદપોપગમન એ ત્રણ મરણ વિહિત છે; પરંતુ તે મરણો દૃઢ સંકલ્પવાળા માણસ માટે છે અને તેમાં ખાનપાનનો ત્યાગ કરીને મરવાનું હોઈ વખત વધારે જાય છે. પરંતુ જ્યારે કટોકટીનો સમય આવે, ત્યારે ફાંસો ખાવો વગેરે નિષિદ્ધ મરણનો પણ આશરો લેવો, પરંતુ નિયમ ન છોડવો, એમ કહેવાનો અહીં આશય છે. ટીકાકાર વધુમાં એક અગત્યનું કથન કરે છે કે, મૈથુન સિવાય બીજી કોઈ વસ્તુનો જૈન શાસ્ત્રમાં એકાંત નિષેધ નથી. કોઈ પણ વસ્તુનો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરી એક વખત નિષેધ હોય, તો બીજે પ્રસંગે તેનું વિધાનેય હોય.

# ભગવાન મહાવીરનું તપ

[ઉપધાન]

શ્રી સુધર્મસ્વામી કહે છે :

હે આયુષ્યમાન જંબુ! શ્રીમહાવીર ભગવાનની તપશ્ચર્યાનું વર્ણન મેં જેમ સાંભળ્યું છે, તેમ તને કહી સંભળાવું છું. તે શ્રમણ ભગવાને ઉદ્યમવંત થઈ, સંસારનાં દુઃખ સમજી, પ્રવ્રજ્યા લીધી અને તે જ દિવસે હેમંત ઋતુની ઠંડીમાં જ તે બહાર ચાલી નીકળ્યા. તે કડકડતી ઠંડીમાં વસ્ત્રથી શરીર ન ઢાંકવાનો તેમનો દૃઢ સંકલ્પ હતો અને જીવનપર્યંત કઠણમાં કઠણ મુશ્કેલીઓ ઉપર વિજય મેળવનાર ભગવાન માટે તે ઉચિત જ હતું. [૧-૨]

અરણ્યમાં વિહરતા ભગવાનને નાનાં મોટાં અનેક જંતુઓએ ચાર મહિના સુધી ઘણો ત્રાસ આપ્યો અને એમનાં લોહી માંસ ચૂસ્યાં. [૩]

તેર મહિના સુધી ભગવાને વસ્ત્રને ખભા ઉપર જ રાખી મૂક્યું. પછી બીજે વર્ષે શિશિર ઋતુ અડધી વ્યતીત થતાં તેને છોડીને ભગવાન સંપૂર્ણ 'અચેલક' વસ્ત્રરહિત થયા. [૪,૨૨]

વસ્ત્ર ન હોવા છતાં, તથા સખત ટાઢમાં પણ તે હાથ લાંબા રાખીને ધ્યાન ધરતા. ટાઢને કારણે કોઈ દિવસ તેમણે હાથ બગલમાં ઘાલ્યા નથી. કોઈ કોઈ વાર શિયાળામાં તે છાયામાં જ બેસી ધ્યાન ધરતા અને ઉનાળામાં તાપમાં જ ખુલ્લે દિલે બેસી ધ્યાન ધરતા. [૨૨,૧૬-૭]

તે વખતે શિશિર ઋતુમાં હિમાળુ વા વાવાને લીધે અનેક લોકો તો કંપ્યા જ કરતા અને કેટલાક સાધુઓ એ વખતે હવાના ઉપદ્રવ વિનાનું સ્થાન શોધતા. કેટલાક કપડાં પહેરવાનો વિચાર

કરતા અને કેટલાક લાકડાં બાળતા. તે વખતે જિતેંદ્રિય અને આકાંક્ષા વિનાના તે ભગવાન એ શીતને ખુલ્લામાં રહીને સહેતા. કોઈ વાર ઠંડી અસહ્ય થઈ પડે, ત્યારે ભગવાન સાવધાનપણે રાત્રે બહાર નીકળીને થોડું ચાલતા. [ ૩૬-૮ ]

વસ્ત્ર વિનાના હોવાથી તૃણના સ્પર્શો, ટાઢના સ્પર્શો, તાપના સ્પર્શો અને ડાંસ તથા મચ્છરના સ્પર્શો — એમ અનેક પ્રકારના સ્પર્શો ભગવાન મહાવીરે સમપણે સહ્યા હતા. [૪૦]

રસ્તે ચાલતાં ભગવાન આગળ આગળ પુરુષની લંબાઈ જેટલા માર્ગ ઉપર દૃષ્ટિ દાખીને આડુંઅવળું ન જોતાં, ચાલવાના માર્ગ તરફ જ જોઈને, સાવધાનીથી ચાલતા; કોઈ બોલાવે તો ઘણું ઓછું બોલતા, અને દૃષ્ટિને સ્થિર કરીને અંતર્મુખ રહેતા. તેમને આવા નગ્ન જોઈને તથા તેમનાં સ્થિર નેત્રોથી ભય પામતાં છોકરાં ટોળે વળી તેમને મારતાં મારતાં રાડો નાખતાં. [ ૫,૨૧ ]

ઉજ્જડ ઘર, સભાસ્થાન, પરબ અને હાટડાં — એવાં સ્થાનોમાં ભગવાન કોઈ વાર રહેતા, તો કોઈ વાર લુહારની કોઢમાં કે પરાળના ઢગલાઓ પાસે, તો કોઈ વાર ધર્મશાળાઓમાં, બગીચાઓમાં, ઘરોમાં કે નગરમાં રહેતા હતા. કોઈ વાર સ્મશાનમાં, શૂન્ય ઘરમાં, કે ઝાડની નીચે રહેતા હતા. આ રીતે એ શ્રમણે તેર વર્ષ કરતાં વધુ સમય વિતાવ્યો. તે વર્ષો દરમ્યાન રાત દિવસ યત્નવાન રહીને ભગવાન અપ્રમત્તપણે સમાધિપૂર્વક ધ્યાન કરતા; પૂરી ઊંઘ પણ ન લેતા; ઊંઘ આવતાં, ઊઠીને આત્માને જાગ્રત કરતા. કોઈ વાર તે આડે પડખે થતા, પણ તે નિદ્રાની ઇચ્છાથી નહિ. કદાચિત્ નિદ્રા આવતી તો તેને પ્રમાદ વધારનારી સમજી, ભગવાન ઊઠીને તેને દૂર કરતા. કોઈક વાર મુહૂર્ત સુધી રાત્રે ચંક્રમણ કરતા. [ ૨૪-૯ ]

તે રહેઠાણોમાં ભગવાનને અનેક પ્રકારનાં ભયંકર સંકટો પડ્યાં. તે તે સ્થળમાં રહેનારાં જીવડાં કે પક્ષીઓ તેમને ઉપદ્રવ કરતાં. હલકા

માણસો પણ ભગવાનને ઘણો ત્રાસ આપતા. કોઈ વાર ગામના રખવાળો હાથમાં હથિયાર લઈને ભગવાનને કનડતા. કોઈ વાર વિષયવૃત્તિથી સ્ત્રીઓ કે પુરુષો ભગવાનને એકલા જાણીને હેરાન કરતાં. રાત્રે એકલા ફરનાર લોકો તે તે સ્થાનોમાં એકલા રહેલા ભગવાનને જોઈને તેમને પૂછતા. જ્યારે ભગવાન જવાબ ન આપતા, ત્યારે તેઓ ભગવાન ઉપર ચિડાઈ જતા. કોઈ એમ પૂછતું કે વચ્ચે આ કોણ છે? તો 'હું ભિક્ષુ છું' એમ ભગવાન કહેતા. વધારે નહિ બોલતા ભગવાન ઉપર તેઓ ગુસ્સે થઈ જતા; તો પણ ભગવાન સમભાવથી ધ્યાન જ કર્યા કરતા. ભગવાનનો એવો ઉત્તમ ધર્મ હતો. [૩૦-૧,૩૪-૫]

જ્યાં બીજા અનેક લોકોનો ઉતારો હોય એવાં સ્થાનોમાં રહેતી વખતે ભગવાન સ્ત્રીઓ સામે નજર પણ ન કરતા, પરંતુ અંતર્મુખ રહીને ધ્યાન ધરતા. ગૃહસ્થો સાથે પણ તેઓ કશો સંબંધ ન રાખતા અને ધ્યાનમાં જ મગ્ન રહેતા. કોઈ પૂછે તો પણ તેનો જવાબ નહોતા આપતા. કોઈ તેમને પ્રણામ કરતું તો તેના તરફ પણ નજર નહોતા કરતા. એવે વખતે તેમને નિષ્પુણ્ય મનુષ્યો દ્વારા માર તેમ જ ત્રાસ પડતો. તે બધું તે સમભાવે સહેતા. તે જ પ્રમાણે આખ્યાનો, નાટકો, ગીતો, દંડયુદ્ધો અને મુષ્ટિયુદ્ધો તથા પરસ્પર કથામાં લીન થયેલાં લોકો તરફ પણ કદી ઉત્સુકતા રાખ્યા વિના તે શોકરહિત જ્ઞાતપુત્ર મધ્યસ્થ દૃષ્ટિ રાખતા. સહી ન શકાય એવાં દુઃખો વટાવીને પરાક્રમ કરતા તે મુનિ સર્વત્ર સમભાવે રહેતા; તથા એ મોટાં સંકટો પાર કરતાં કોઈનું શરણ ન શોધતા. [૬-૧૦]

દુર્ગમ એવા લાઢ[1] પ્રદેશમાં, વજ્રભૂમિમાં અને શુભ્ર ભૂમિમાં પણ ભગવાન વિચર્યા હતા. ત્યાં તો તેમને તદ્દન હલકી જાતનાં શય્યા

૧. મુર્શીદાબાદની નવાબીમાં આવતો રાઢ? વજ્રભૂમિ અને શુભ્રભૂમિ એ તેના જ પ્રદેશોનાં નામ હશે. જુઓ શ્લોક ૪૫. તેમાં વજ્રભૂમિનું વર્ણન કરી, અંતે 'એવા દુર્જન લાઢમાં' એમ આવે છે.

અને આમનોનો ઉપયોગ કરવો પડચો હતો ત્યા ત્યાં લોકો પણ તેમને બહુ મારતા ખાવાનું બહુ લૂખુ મળતુ અને કૂતરા કરડતા કેટનાક લોકો તે કૂતરાઓને રોકતા, તો કેટલાક તે કૂતરાઓને છુછકારીને કરડાવતા વજ્રભૂમિના લોકો બહુ કઠોર હતા. તથા કૂતરા કરડી ન જાય તે માટે બીજા શ્રમણો હાથમા લાકડી કે નાળ લઈને ફરતા કેટલીક વાર કૂતરાઓ ભગવાનને કરડતા અને તેમના માસની પેશીઓ ખેચી કાઢતા છતાં એવા દુર્ગમ લાઢ દેશમા હિંસાનો ત્યાગ કરીને અને શરીરની મમતા છોડીને તે અનગાર ભગવાને આવી પડતા સંકટોને સમભાવે સહ્યા, અને સંગ્રામને મોખરે રહેતા વિજયવત હાથીની જેમ ભગવાને એ દુ ખો ઉપર જય મેળવ્યો કેટલીક વાર લાઢ દેશમા ઘણે દૂર ચાલ્યા છતા ગામ જ ન આવતુ કોઈ જગાએ ભાગોળ પાસે આવતા જ ગામના લોકો બહાર નીકળીને તેમને મારતા અને હાંકી કાઢતા, કોઈ વાર તેઓ ભગવાના શરીર ઉપર બેસી તેમનુ માસ કાપી લેતા કોઈ વાર તેમના ઉપર ધૂળ વરસાવવામા આવતી કોઈ વાર તેમને ઊચેથી નીચે પટકવામા આવતા, તો કોઈ વાર આસન ઉપરથી તેમને ગબડાવી નાખવામા આવતા તો પણ શરીરમા મમતા વિનાના અને અનાકાક્ષી ભગવાન નમ્ર થઈને તે બધા કઠોર દુ ખો, સગ્રામને મોખરે શોભતા શૂરની પેઠે અચળપણે સહેતા અને વિહાર કર્યા કરતા [ ૪૧ ૫૩ ]

દીક્ષા લેતા પહેલા પણ બે વર્ષ કરતા વધારે વખતથી ઠંડુ પાણી પીવાનુ ભગવાને છોડી દીધુ હતુ પૃથ્વી, પાણી, તેજ, વાયુ, સેવાળ, બીજ, વનસ્પતિઓ અને ત્રસ (જગમ) પ્રાણો સચિત્ત છે એમ સમજીને, તેમને બચાવીને ભગવાન વિહાર કરતા હતા સ્થાવર જીવો ત્રસયોનિમા આવે છે અને ત્રસ જીવો સ્થાવર યોનિમા જાય છે, અથવા બધી યોનિના બાળ જીવો પોતપોતાના કર્મ અનુસાર તે તે યોનિમા ભટક્યા કરે છે, એમ સમજીને ભગવાને એવુ નક્કી

કર્યું છે, ઉપાધિવાળો બાળ જીવ હંમેશાં બંધાય છે. પછી બધી રીતે કર્મનું સ્વરૂપ જાણીને ભગવાને પાપનો ત્યાગ કર્યો. [ ૧૧-૫ ]

કર્મના બે પ્રકાર[1] સમજીને અસાધારણ જ્ઞાનવાળા મેધાવી ભગવાને કર્મોનો નાશ કરવાને અનુરૂપ ક્રિયાનો ઉપદેશ કરેલો છે. પ્રવૃત્તિ અને તજ્જન્ય કર્મબંધન[2] સમજીને ભગવાન પોતે નિર્દોષ અહિંસામાં પ્રવર્તતા હતા. ભગવાને સ્ત્રીઓને સર્વ પાપની કારણભૂત સમજીને તેમનો ત્યાગ કર્યો હતો. વસ્તુનું સ્વરૂપ બરાબર સમજીને તે મહાવીર કદી પાપ ન કરતા, બીજા પાસે ન કરાવતા, કે કોઈ કરતો હોય તેને પ્રેરણા પણ ન આપતા. [ ૧૬-૭,૬૧ ]

ભગવાને પોતાને માટે તૈયાર કરેલું ભોજન કદી સેવ્યું નથી. કારણ કે, તેમ કરવામાં ભગવાન કર્મનો બંધ સમજતા હતા. પાપકર્મમાત્રનો ત્યાગ કરતા ભગવાન નિર્દોષ ખાનપાન મેળવીને જ તેનો ઉપભોગ કરતા. તે કદી બીજાના પાત્રમાં ભોજન ન કરતા, કે બીજાના વસ્ત્રનો ઉપયોગ ન કરતા. માનાપમાનનો ત્યાગ કરીને કોઈનું શરણ ન ઇચ્છતા ભગવાન ભિક્ષા માટે ફરતા. [ ૧૮-૯ ]

ભગવાન ખાનપાનનું માપ બરાબર સમજતા હતા. તેથી તે રસોમાં કદી લલચાતા નહીં તથા તેમની આકાંક્ષા રાખતા નહીં.

---

૧. કર્મના બે પ્રકાર તે ઐર્યાપથિક અને સાંપરાયિક. કષાયાદિપૂર્વક થતાં કર્મો તે સાંપરાયિક; તેમનું ફળ અવશ્ય ભોગવવું જ પડે છે. નિર્દોષ જીવન ( ઈર્યા ) ગાળવા છતાં પાંપણના હાલવા ચાલવા વગેરેની અવશ્ય થતી ક્રિયાઓ વડે થતી હિંસા વગેરેથી બંધાતું કર્મ તે ઐર્યાપથિક; તે બંધાઈને તરત નાશ પામી જાય છે.

૨. મૂળમાં 'આદાનસ્રોત, અતિપાતસ્રોત અને યોગ' એવા ત્રણ શબ્દો છે. આદાનસ્રોત એટલે ઇંદ્રિયોની દુષ્ટ પ્રવૃત્તિજન્ય કર્મપ્રવાહ; અને હિંસાજન્ય કર્મપ્રવાહ તે અતિપાતસ્રોત; મન, વાણી અને કાયાની પ્રવૃત્તિ તે યોગ.

ભાત, માથવો[1] અને કઠોળ લૂખાં[2] ખાઈને જ તે નિર્વાહ કરતા. ભગવાને આઠ મહિના સુધી તો એ ત્રણ વસ્તુઓથી જ ચલાવેલું. ભગવાન અડધા મહિના કે મહિના સુધી પાણી પણ ન પીતા તે રીતે બે મહિના કે છ મહિના સુધી પણ વિહાર કરતા. હમેશા આકાક્ષા વિનાના તે ભગવાન કોઈ વાર ટાઢુ અન્ન ખાતા, તો કોઈ વાર છ, આઠ, દશ કે બાર ટકો પછી જ ખાતા. [૫૮ ૬૦]

ગામમા કે નગરમા જઈને બીજાને માટે કરેલો આહાર તે સાવધાનપણે શોધતા આહાર લેવા જવાના માર્ગમા ભૂખ્યા તેમજ તરસ્યા કાગડા વગેરે પક્ષીઓને બેઠેલા જોઈને, તેમજ બ્રાહ્મણ, શ્રમણ, ભિખારી,[3] અતિથિ, ચાડાળ, બિલાડો કે કૂતરો એ બધાને કોઈ ઘર આગળ ઊભેલા જોઈને, તેમને આહાર મેળવવામા વાધો ન આવે તેમ જ તેમને અપ્રીતિ ન થાય તે રીતે ભગવાન ત્યાથી ધીરે ધીરે ચાલ્યા જતા અને બીજે ઠેકાણે અહિસા પૂર્વક ભિક્ષાની શોધ કરતા કોઈ વાર પલાળેલો, સૂકો કે ટાઢો આહાર લેતા કે ઘણા દિવસની ખીચડી, બુક્કસ (બાકળા) અને પુલાગ[4] પણ લેતા એવુ પણ ન મળે તો ભગવાન શાતભાવે રહેતા. [૬૨ ૬૭]

ભગવાન રોગથી અસ્પૃષ્ટ છતા પેટ ઊણુ રાખીને જમતા અને કદી ઔષધ ન લેતા શરીરનું સ્વરૂપ સમજીને ભગવાન તેની

---

૧ મૂળ મથુ' (ઠળિયા સહિત બોરનો ભૂકો ?)

૨ ટીકામા લૂખા ઓદન એટલે કોદરા વગેરે, અને કુલ્માષ એટલે અડદ વગેરે એવો અર્થ છે

૩ મૂળ 'ગામપિંડોલગ'

૪ ભૂસુ, ફોતરા અથવા તેમના જેવુ નિ સાર ખાદ્ય ટીકામા બુક્કસ એટલે જૂના ધાન્યનો ભાત અને પુલાગ એટલે જવનો ભાત એવો અર્થ છે

શુદ્ધિ અર્થે સંશોધન ( જુલાબ ), વમન, વિલેપન, સ્નાન અને દંતપ્રક્ષાલન ન કરતા. તેમ, શરીરના આરામ માટે ચંપી પણ ન કરાવતા. [ ૫૪-૫ ]

આમ કામસુખોથી વિરત થયેલા એ અબહુવાદી 'બ્રાહ્મણ' વિહરતા હતા. એકાકીભાવને પામેલા તેમણે કષાયોની જ્વાળા શાંત કરી હતી અને તેમનું દર્શન વિશદ હતું. પોતાની સાધનામાં તે એટલા બધા નિમગ્ન હતા કે તેમણે આંખ પણ કદી ચોળી નથી કે શરીરને ખંજવાળ્યું નથી. બહુ નહીં બોલનારા, આકાંક્ષા વિનાના તે મતિમાન માહણે રતિ તથા અરતિનો પરાજય કરી, આ લોકનાં તથા દેવપક્ષ વગેરેનાં અનેક ભયંકર સંકટો, તથા અનેક પ્રકારના શબ્દો અને ગંધો સમભાવે સહન કર્યાં. [૫૬, ૬૬, ૨૦, ૩૨-૩]

છદ્મસ્થરહિતપણે[1] ભગવાન અનેક પ્રકારનાં આસનો દ્વારા ધ્યાન કરતા; અને સમાધિદક્ષ તથા આકાંક્ષા વિનાના થઈને તે ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ લોકનો વિચાર કરતા. કષાય વિનાના, શબ્દ અને રૂપમાં મૂર્છા વિનાના તથા સાધકદશામાં પરાક્રમ કરતા તે ભગવાન જરા પણ પ્રમાદ ન કરતા. તે પોતાની મેળે, સંસારનું સ્વરૂપ સમજીને આત્મશુદ્ધિમાં સાવધાન રહેતા હતા અને એ જ રીતે જિંદગી સુધી શાંત રહ્યા. [ ૬૭-૯ ]

મુમુક્ષુઓ એ જ રીતે વર્તે છે, એમ હું કહું છું [ ૭૦ ]

---

૧. મૂળ: छउमत्थो ( છદ્મસ્થ ).

# ૧

# ભિક્ષા[1]

## [ પિણ્ડૈષણા ]

શ્રીસુધર્મસ્વામી કહે છે : 'સર્વ બાબતોમાં રાગદ્વેષ વિનાના થઈને તથા પોતાના કલ્યાણમાં તત્પર રહીને હંમેશાં સંયમપૂર્વક વર્તવું એ જ ભિક્ષુ કે ભિક્ષુણીના આચારની સંપૂર્ણતા છે. ભિક્ષાની બાબતમાં કર્મબંધનનો સંભવ વિશેષ હોવાથી, ભગવાન મહાવીરે તેને લગતી ઘણી સૂક્ષ્મ સૂચનાઓ કરેલી છે. તે હું કહી સંભળાવું છું, તે તમે બધા સાંભળો.' [૧/૧૪]

### ભિક્ષા માગવા ક્યાં જવું ?

ભિક્ષુએ[2] ઉગ્રકુળ[3], ભોગકુળ, રાજન્યકુળ, ક્ષત્રિયકુળ, ઇક્ષ્વાકુકુળ, હરિવંશકુળ, તથા ગોવાળ, વૈશ્ય, હજામ, સુતાર, ચોકિયાટ, અને વણકર વગેરેનાં અતિરસ્કૃત અને અનિંદિત કુળોમાં[4] ભિક્ષા માગવા જવું. [૨/૨]

---

૧. આ બીજા ખંડને ચાર 'ચૂડા' એટલે કે ભાગોમાં વહેંચી નાખેલો છે પ્રથમ ચૂડામા પહેલા સાત અધ્યયનો છે.

૨ બધે ભિક્ષુ અથવા ભિક્ષુણી એમ બંને સમજવા.

૩. ટીકાકારના જણાવ્યા પ્રમાણે, આદીશ્વરે જે ક્ષત્રિયોને આરક્ષક પદ ઉપર સ્થાપ્યા તે ઉગ્ર કહેવાયા; જેમને પૂજ્યસ્થાને સ્થાપ્યા તે ભોગ કહેવાયા; રાજન્ય એટલે મિત્રરાજાઓ. ઇક્ષ્વાકુકુળ તે શ્રીઆદીશ્વરનું કુળ; હરિવંશ તે શ્રીનેમિનાથનો વંશ, પછીના ગોવાળ વગેરેના કુળ માટે અનુક્રમે એસિય, વેસિય, ગંડાગ, કોટ્ટાગ, ગામરક્ખ, અને બોક્કસાલિય એવા શબ્દો છે.

૪ ટીકાકાર કહે છે કે, ચર્મકાર–ચામડિયા વગેરેના કુળ જુગુપ્સિત છે, અને દાસ્યાદિ કુળ ગર્હ્ય છે

### ભિક્ષા માગવા ક્યાં ન જવું?

પરંતુ ચક્રવર્તી વગેરે ક્ષત્રિયો, રાજાઓ, ઠાકોરો,[1] રાજાના કર્મચારીઓ[2] અને રાજવંશીઓને[3] ત્યાંથી ભિક્ષા ન લેવી; ભલે પછી તેઓ શહેરમાં રહેતા હોય, બહાર પડાવ રાખીને પડ્યા હોય, રસ્તે પ્રયાણ કરતા હોય, કે તેમને ત્યાંથી નિમંત્રણ મળ્યું હોય યા ન મળ્યું હોય.[4] [૩/૧૦]

વળી જે ઘરોમાં હંમેશાં અગ્રદાન દેવાતું હોય, કે શરૂઆતમાં દેવ વગેરેને નિમિત્તે અગ્રપિંડ જુદો કાઢવામાં આવતો હોય, કે ભોજનનો અર્ધો[5] કે ચોથો[6] ભાગ દાનમાં અપાતો હોય, એવાં નિત્ય નિર્માલ્ય જુદાં કઢનારાં[7] અને તેને કારણે જ્યાં હમેશ ઘણા યાચકો ટોળે મળતા હોય, તેવાં ઘરોમાં ભિક્ષા માગવા કદી ન જવું. [૧/૧૪]

વળી, ભિક્ષાર્થે જતાં જે માર્ગે ગઢ-ટેકરા, ખાડા-ખાઈ, કોટ, દરવાજા કે આગળા[8] આડે આવતા હોય, તે માર્ગે તેણે ભિક્ષા માગવા ન જવું; બીજો રસ્તો હોય તો તે માર્ગે થઈને જવું;— પછી ભલે પેલો રસ્તો સીધો અને ટૂંકો હોય. કારણ કે, તે માર્ગે જવામાં

---

૧. મૂળમાં 'કુરાજ' શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ 'સરહદી રાજાઓ' લે છે.

૨. મૂળમાં 'રાજપ્રેષ્ય' શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ 'દંડપાશિક વગેરે' એવો લે છે.

૩. ટીકાકરને મતે રાજાના મામા, સાળા વગેરે.

૪. ટીકાકાર કહે છે કે, એ બધાં કુળ અજુગુપ્સિત તો છે; પણ તેમને ત્યાંથી ભિક્ષા લેવામાં બીજા દોષ હોવાથી મનાઈ કરી છે.

૫. મૂળ: માગ (=અર્ધોભાગ).

૬. મૂળ: અવડ્ઢભાગ (ભાગ=અર્ધભાગ)નો અર્ધો=ચતુર્થાંશ.

૭. णितिओमाइं — એ પાઠ માનતાં.

૮. वप्पाणि वा फलिहाणि वा पागाराणि वा तोरणाणि वा अग्गलाणि वा अग्गलपासगाणि (આગળો જ્યાં ભરાય તે સ્થાન) वा ।

કેવલી ભગવાને ઘણા દોષો બતાવ્યા છે.[1] જેમકે તે માર્ગે જતાં ઠોકર કે લથડિયું ખાઈ પડી જવાય; અને તેમ થતાં ત્યાં પડેલાં મળમૂત્ર વગેરેથી[2] શરીર ખરડાય વગેરે. કોઈ કારણે (અર્થાત્ બીજો માર્ગ ન હોવાથી ત્યાં જવું જ પડે તેમ હોય, અને ત્યાં જતાં) તેવું થાય તો શરીરને સજીવ[3], ભીની કે કચરાળી જમીન વડે, કે સજીવ પથ્થર કે ઢેફા વડે કે સજીવ (સળેલા) લાકડા વડે[4] ન લૂછવું કે કોરું કરવું;[5] પરંતુ કોઈની પાસેથી નિર્જીવ ઘાસ, પાન, કાષ્ઠ કે રેતી માગી લાવવાં, અને એકાંત સ્થળમાં (બળેલી) નિર્જીવ જગા જોઈતપાસીને તથા સાફ કરીને ત્યાં સાવધાનીથી શરીર લૂછવું કે કોરું કરવું. [૫/૨]

તે જ પ્રમાણે જે માર્ગમાં વચ્ચે વકરેલાં[6] પશુ વગેરે ઊભાં હોય; કે જે માર્ગે ખાડા, ખીલા, કાંટા, ઢોળાવ[7], તડ[8], ખાડાખૈયા કે કાદવ હોય; અથવા જ્યાં કૂકડા કાગડા વગેરે પક્ષીઓ કે ભૂંડ વગેરે જાનવરો બલિ ખાવાં ટોળે મળ્યાં હોય; તે માર્ગે થઈને પણ

---

૧ આ વાક્ય હવેથી અનુવાદમાં છોડી દીધું છે. આ તથા પછીનાં અધ્યયનોમાં કોઈ પણ કારણ બતાવતાં તે વાક્ય અચૂક આવે જ છે.

૨. મૂળમાં તો વિષ્ટા, મૂત્ર, શ્લેષ્મ, થૂંક, વમન, પિત્ત, પરુ, વીર્ય, તથા રુધિર–એટલા ગણાવ્યાં છે.

૩. अणतरहियाए (अनन्तर्हितया)=પૃથ્વીકાયને સંલગ્ન અને તેથી સચિત્ત.

૪. कोलावासंसि (घुणाकीर्णे) दारुए। ઉપરાંત એની પછી, 'જેની ઉપર જીવ હોય, ઈંડાં હોય, પ્રાણી–બીજ–હરિયાળી (વગેરે, પા. ૭૪ની નોંધ રમાં ગણાવેલ આખી યાદી) એટલું વધારે છે.

૫ મૂળમાં આટલાં ક્રિયાપદો છે : आमज्जेज, पमज्जेज, संलिहेज्ज, उव्वलेज्ज, उव्वट्टेज्ज, आयावेज्ज, पयावेज्ज ।

૬. મૂળમાં બળદ, પાડો, માણસ, અશ્વ, હાથી, સિંહ, વાઘ, દીપડો, રીંછ, તરચ્છ (વાઘની એક જાત), ગેંડો (પરસ્સર), શિયાળ, બિલાડો, કૂતરો, વરાહ, લોમડી (કોકંતિય), ચિત્તો (चित्त-चिल्लडग) એટલા નામ છે.

૭. घसी. ૮. भिलुगा (ફાટેલી કાળી જમીન).

ભિક્ષા માટે ન જવું. પણ બીજો રસ્તો લાંબો હોય તોય ત્યાં થઈને જવું. [૫/૩-૪]

### ભિક્ષા માગવા કેવી રીતે જવું ?

ભિક્ષુએ ભિક્ષા માગવા જતી વખતે પોતાનું વસ્ત્ર, પાત્ર, રજોહરણ વગેરે સર્વ સાધન[૧] સાથે લઈને જવું. તે જ નિયમ સ્વાધ્યાય કરવા જતી વખતે, મળમૂત્ર કરવા જતી વખતે કે ગામ-પરગામ જતી વખતે પણ સમજવો. પરંતુ, જ્યારે દૂર સુધી વરસાદ વરસતો જણાય, કે દૂર સુધી ધૂમસ પડતું દેખાય, કે જોરથી વાતા પવનથી ધૂળ ઊડેલી દેખાય, કે ઘણાં જીવજંતુ આમતેમ ઊડતાં દેખાય, તો બધું સાધન સાથે લઈને ભિક્ષા માગવા કે સ્વાધ્યાય વગેરે કરવા ન નીકળવું. (એટલે કે, કાંઈ કારણે જવું પડે તો બધું જ સાથે ન લેવું.) [૩/૮-૯]

### ભિક્ષા માગવા કેવી રીતે ન જવું ?

ભિક્ષુએ ગૃહસ્થને ઘેર ભિક્ષા માગવા કોઈ અન્ય સંપ્રદાયના માણસ સાથે, ગૃહસ્થ[૨] સાથે કે[૩] પોતાના જ ધર્મના પણ કુશીલ સાધુ સાથે ન જવું આવવું; તથા તેમને આહાર ન દેવો કે દેવરાવવો. આ જ નિયમ સ્વાધ્યાયે,[૪] દિશાએ[૫] અને ગામપરગામે જતી-આવતી વખતે પણ સમજવો. [૧/૯]

ભિક્ષુએ ભિક્ષા માગવા જતી વખતે ગૃહસ્થના ઘરનો ડાળ-ઝાંખરાંથી[૬] બંધ કરેલો દરવાજો તેની રજા વિના તથા જીવજંતુ જોયા-ઝાડ્યા વિના ઉઘાડવો નહિ કે અંદર જવું-આવવું નહિ. પ્રથમ

---

૧. મૂળ : 'भंडग' = 'ધર્મોપકરણ'.
૨. બ્રાહ્મણ વગેરે યાચક ગૃહસ્થો.
૩. "પોતે દોષત્યાગી હોઈને" (परिहारिक) – એટલું મૂળમાં વધારે છે.
૪. મૂળ : 'विहारभूमि'એ જતાં. ૫. મૂળમાં 'विचारभूमि'એ જતાં.
૬. कंटकबोंदिया ।

તેની રજા લઈને તથા જોઈઝાડીને સાવધાનતાથી તે ઉવાડો કે અંદર જવુ આવવુ [ ૫/૪ ]

ભિક્ષુએ ભિક્ષા માગવા જતી વખતે ગૃહસ્થને ઘેર શ્રમણ, બ્રાહ્મણ[1] વગેરે યાચકોને પોતાની અગાઉ દાખલ થયેલા જોઈ, તેમની સામે બારણા પાસે ઊભા ન રહેવુ, કે તેમને વટાવીને અંદર જવુ નહી કે માગવુ નહી; પરંતુ કોઈનો અવરજવર ન હોય તેવા એકાંત સ્થળમા કોઈની નજરે ન પડાય તેવી રીતે ઊભા રહેવુ, અને જ્યારે જણાય કે તે બધા આહાર લઈને અથવા ન મળવાથી એમ ને એમ પાછા ચાલ્યા ગયા, ત્યારે સાવધાનતાથી અંદર જવુ અને માગવુ નહિ તો, તે મુનિને આવેલો દેખી ગૃહસ્થ પેલાઓને અવગણીને કે તેને માટે નવો બનાવીને તેને આહાર આપે માટે સાધુએ તેમ ન કરવુ આ પ્રતિજ્ઞા, આ હેતુ, અને આ ઉપદેશ ભિક્ષુઓને પૂર્વેથી ઉપદેશવામા આવ્યો છે [ ૫/૫ ]

ભિક્ષુએ ગૃહસ્થને ત્યા ભિક્ષા માટે જતી વખતે તેના દરવાજાની સાખને[2] અઢેલીને ન ઊભા રહેવુ, કે તેને પાણી ઢોળવાને કે કોગળા કરવાને સ્થાનકે[3] ન ઊભા રહેવુ, કે તેના સ્નાન કરવાના કે મળત્યાગ કરવાના સ્થાનકે નજર પડે તેવી રીતે કે તેના માર્ગમા ઊભા ન રહેવુ, તથા ઘરની બારીઓ, કે કામચલાઉ આડ કે છિદ્ર કે પાણિયારા તરફ હાથ ઊંચા કરીને કે આંગળી કરીને કે ઊંચા નીચા થઈને ન જોવુ તેણે ગૃહસ્થ પાસે (અમુક આપો એમ) આંગળી કરીને યાચવુ નહિ, કે તેને આંગળીથી હલાવીને, ટકોરીને, ખજવાળીને[4] કે

---

૧ મૂળમા તે બે ઉપરાંત, ગામપિંડોલગ (ગામમા ભીખ માગી રહેનાર), અતિથિ (વટેમાર્ગુ), કૃપણ (દીન ગરીબ) અને વણીમગ (રાવળિયા ચારણ વગેરે યાચક) — એ પણ છે

૨ दुवारबाह । ३ चदणिओयणे (आचमनोदकप्रवहभूमौ)।

४ उक्खुलंपिय ।

નમસ્કાર કરીને કાંઈ માગવું નહિ; તેમ જ તે ન આપે તો કઠોર વચન કહેવું નહિ. [ ૬/૨-૩ ]

### ભિક્ષા માગવા ક્યારે ન જવું ?

ગૃહસ્થને ઘેર ભિક્ષા માગવા જતાં માલૂમ પડે કે, ત્યાં હજુ ગાયો દોવાય છે, ભોજન રંધાય છે તથા બીજા (યાચકો)ને હજુ કાંઈ અપાયું નથી; તો ત્યાં ભિક્ષા માટે દાખલ થવું નહિ, પરંતુ આજુબાજુ ક્યાંક જવરઅવર વિનાને સ્થાને કોઈની નજરે ન પડાય તેવી રીતે ઊભા રહેવું; પછી જ્યારે માલૂમ પડે કે, ગાયો દોવાઈ ગઈ, ભોજન રંધાઈ ગયું અને યાચકોને અપાઈ ચૂક્યું, ત્યારે સાવધાનતાપૂર્વક જવું. [ ૪/૩-૪ ]

કોઈ ગામમાં વૃદ્ધાવસ્થાને કારણે સ્થિર વાસ કરનારા ('સમાણા') કે મહિનો મહિનો રહેનારા ('વસમાણા') ભિક્ષુકો ગામેગામ ફરતા ભિક્ષુને એમ કહે કે, 'આ ગામ ઘણું નાનું છે, અથવા મોટું હોવા છતાં સૂતક આદિને કારણે ઘણાં ઘર ભિક્ષા માટે બંધ છે; માટે, આપ બીજા ગામે પધારો' —તો ભિક્ષુએ તે સાંભળી તે ગામમાં ભિક્ષા માટે ન જતાં બીજા ગામે ચાલ્યા જવું. [ ૪/૫ ]

ગૃહસ્થને ઘેર ભિક્ષા માગવા જતાં એમ જણાય કે ત્યાં પુષ્કળ માંસ મત્સ્ય વગેરેથી કાંઈ ઉજાણી કે જમણ[૧] થાય છે અને તેને નિમિત્તે વસ્તુઓ લવાય છે; તથા માર્ગમાં ઘણાં જીવજંતુ, બીજ[૨] તથા પાણી વગેરે પડેલ છે; અને ત્યાં શ્રમણ બ્રાહ્મણ વગેરે યાચકોની ઘણી ભીડ છે અથવા થવાની છે, અને તેથી ત્યાં પોતાનું જવું-

૧. મૂળમાં તેના પ્રકાર આમ જણાવ્યા છે : આહેણ – વરને ઘેર વહુ લગ્ન બાદ પ્રથમ વાર આવે ત્યારે થતું; પહેણ – દીકરીને વરને ઘેર મોકલતાં દીકરીના બાપને ત્યાં થતું; હિંગોલ – મરણ પછીનું અથવા યક્ષાદિની યાત્રાના નિમિત્તનું; તથા સંમેલ – પરિજનના સંમાનમાં કરેલું કે ગોષ્ઠીભોજન

૨. મૂળમાં પ્રાણો, બીજો, હરિયાળી, ઓસ, પાણી, કીડીયારાં, લીલ, ભીની માટી અને કરોળિયાનાં જાળાં — એટલા શબ્દ છે.

આવુ કે વાચન મનન[1] નિર્વિઘ્ને થઈ શકે તેમ નથી, તો ત્યા તેણે ભિક્ષા માટે ન જવુ પરતુ એમ જણાય કે ત્યા માર્ગમા જીવજતુ આદિ ઘણા નથી, તથા ભીડ પણ ઘણી થવાની નથી અને તેથી વાચન મનન નિર્વિઘ્ને થઈ શકશે, તો ત્યા જવુ[2] [૪/૧૨]

### જમણવાર

ભિક્ષુએ અમુક ઠેકાણે જમણવાર (સખડિ) છે એમ જાણી, બે ગાઉ જેટલી મર્યાદાની અદર પણ તેની આશાએ ભિક્ષા માટે ન જવુ પરતુ, પૂર્વ દિશામા જમણવાર છે એમ જાણી તેની લાનચ કર્યા વિના પશ્ચિમમા ચાલ્યા જવુ અને પશ્ચિમમા છે એમ જાણી પૂર્વ તરફ ચાલ્યા જવુ એ જ પ્રમાણે ઉત્તર અને દક્ષિણ દિશાનુ પણ સમજવુ ટૂકમા, ગામ નગર[3] કે કોઈ પણ ઠેકાણે જમણવાર છે એમ જાણ્યા પછી ત્યા ન જવુ કેવની ભગવાને કહ્યુ છે કે, ત્યા જવુ એ પાપ (કર્મબધનનુ સ્થાન) છે કારણકે જમણવારમા તેને

---

૧ મૂળમા વાચન, પુચ્છણ, અનુપ્રેક્ષા (ચિંતન), પરિવર્તન (પુનરાવર્તન) અને ધર્માનુયોગચિંતા (જાણેલ વસ્તુનું રહસ્ય સમજાવવું—ધર્મોપદેશ)- એટલા છે

૨ ટીકાકાર અહીં એમ ઉમેરે છે કે, આવી માસભિક્ષા મળવાને સ્થળે જવાનુ પણ રોગ, દુર્બળતા વગેરે અપવાદને કારણે જ હોય.

૩ મૂળમા આટલા નામ છે ગ્રામ (ગ્રામધર્મો ત્યા વધારે હોય છે માટે અથવા કર વગેરે આપીને ત્યા જઈ શકાય છે માટે —ટીકા૦), નગર (કર ભર્યા વિના જઈ શકાય તે નકર —ટીકા૦), ખેટ (માટીની દીવાલવાળુ) કર્બટ (નાનુ નગર), મડબ (ચારે બાજુ અર્ધો યોજન સુધી બીજુ ગામ ન હોય તેવુ), પત્તન (મોટુ શહેર), આકર (ખાણવાળુ ગામ) દ્રોણમુખ (જળસ્થળના બને માર્ગવાળુ), નિગમ (વાણિયાઓનુ સ્થાન) આશ્રમ (તીર્થસ્થાન) રાજધાની, અને સનિવેશ (ગામ બહારનુ પરૂ અથવા કાફલાનો પડાવ)

'વિવિધ દોષયુક્ત[1] ભિક્ષાન્ન જ મળશે; જુદેજુદે ઘેરથી થોડો થોડો ભેગો કરેલો, નિર્દોષ[2] આહાર નહિ જ મળવાનો. વળી ગૃહસ્થ તે ભિક્ષુને કારણે નાના દરવાજાવાળી જગાઓ (લોકો દર્શન કરવા આવશે અને ભીડ થશે એમ માની) મોટા દરવાજાવાળી કરશે, કે મોટા દરવાજાવાળી જગાઓને નાના દરવાજાવાળી કરશે; સમ સ્થાનકોને (કોઈ પેસે નહિ માટે) વિષમ બનાવશે કે વિષમ સ્થાનકોને સમ બનાવશે; બહુ પવનવાળા સ્થાનકને નિર્વાત બનાવશે કે નિર્વાત સ્થાનને પવનવાળું કરાવશે; તથા 'અકિંચન સાધુને પધારી કરી આપવા યોગ્ય' કહ્યો છે,[3] એમ માની, ઘરની અંદરની કે બહારની વનસ્પતિ તથા હરિયાળી કપાવી કે તોડાવી નંખાવશે તથા તેને માટે સાથરો પથરાવશે. માટે નિર્ગ્રંથ સંયમી મુનિએ (જાતકર્મ, વિવાહ વગેરે જેવા) પહેલાં કરાના કે (શ્રાદ્ધ વગેરે જેવા) પછી કરાના જમણવારોમાં ભિક્ષા માટે ન જવું. [૨/૫-૭]

વળી, જમણવારમાં વધારે પડતું કે ધૃષ્ટ ભોજન ખાઈપીને બરાબર પચી ન શકવાથી ઝાડા ઊલટી કે વ્યાધિક રોગો પણ થાય. વળી, ત્યાં ભેગાં થયેલાં ગૃહસ્થો, ગૃહસ્થોની સ્ત્રીઓ, સાધુઓ અને

---

૧. મૂળમાં નીચેના આઠ દોષો જણાવ્યા છે: સાધુને ઉદ્દેશીને તૈયાર કરેલું તે આધાકર્મિક; પોતાને માટે રાંધેલું પણ સાધુને માટે અંદર વધુ ગળપણ વગેરે નાખી સારું કરેલું તે ઔદ્દેશિક; સંયત અસંયત બધા માટે પહેલેથી રાંધેલું તે મિશ્ર; ખરીદી આણેલું તે ક્રીત; ઉછીનું આણેલું તે પામિચ્ચ; ઝૂંટવી આણેલું તે અચ્છિદ્ય; સહિયારી માલકીનું બધાની પરવાનગી વિના આપેલું તે અનિસૃષ્ટ; અને ઘેરથી કે બહારગામથી મુનિને સામે લાવીને આપેલું તે અભ્યાહૃત.

૨. મૂળમાં 'એસિય' અને 'વેસિય' શબ્દ છે. એષણીય એટલે સ્વીકારવા યોગ્ય અને વૈષિક એટલે માત્ર સાધુ જાણીને આપેલો: સગો જાણીને કે કાંઈ કામકાજના બદલામાં નહિ આપેલો.

૩. "एस विलुंगयामी सेज्जाए अकरातो (भगवता)" એ પાઠ પ્રમાણે.

સાધ્વીની સોબતમાં મદિરા પી, મત્ત થઈ તે ત્યાં જ બધાંની ભેગો લથડી પડે અને પાછો પોતાને ઉતારે ન જઈ શકે; પછી નશાના આવેશમાં ભાન ભૂલી જાતે સ્ત્રી વગેરેમાં આસક્ત થાય કે સ્ત્રી વગેરે તેને લોભાવી, યોગ્ય સ્થળ કાળ બતાવી મૈથુનમાં પ્રવૃત્ત કરાવે. [ ૩/૧-૨ ]

વળી, ત્યાં અનેક યાચકો ભેગા થઈ જવાથી ભીડંભીડા, (તથા રાંધ્યા કરતાં વધુ યાચકો આવવાથી) ધક્કામુક્કી કે મારંમારા પણ થાય. તે વખતે હાથ પગ કચરાય, માર પડે, કોઈ ધૂળ નાખે કે પાણી છાંટે. પેલો ગૃહસ્થ ઘણા યાચકોને આવેલા જોઈ તેમને નિમિત્તે ફરી વધારે રાંધે તો ઉદ્દેશીને કરેલો દોષિત આહાર મળે અથવા જે મળે તેની ઝૂટંઝૂંટા થાય.

આમ જમણવારમાં ભગવાને અનેક દોષો બતાવ્યા છે. માટે ભિક્ષુએ જમણવારમાં ભિક્ષા માગવા ન જવું; પણ થોડો થોડો નિર્દોષ આહાર અનેક ઘેરથી માગીને[૧] ખાવો. [ ૩/૩-૪ ]

## કેવો આહાર લેવો – ન લેવો

ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે જતાં એમ જણાય કે ગૃહસ્થ જે આહાર પોતાના હાથમાં કે પાત્રમાં લાવ્યો છે, તે ઝીણાં જંતુ, ફૂગ, બીજ કે હરિયાળી જેવી સજીવ વસ્તુઓથી મિશ્રિત છે, કે ઠંડા સજીવ પાણીથી ભીંજાયેલો છે, કે તેના ઉપર સજીવ ધૂળ પડેલી છે; તો તે આહાર દોષિત જાણી ન લેવો. કદાચ ભૂલથી લેવાઈ જાય, તો તેને લઈને એકાંત સ્થળમાં વાડામાં (આરામમાં) કે અપાસરામાં જવું અને ત્યાં નિર્જીવ[૨] જગાએ બેસી, તે આહારમાંથી જીવજંતુ વગેરેવાળો ભાગ જુદો પડી તથા જીવજંતુ વીણી કાઢી, બાકીનો આહાર સંયમપૂર્વક ખાઈ-પી જવો; અને જે ખાઈ–પી

૧. एसुदाणीय । ૨. પા. ૭૪ નોંધ ૨માં જણાવેલ સજીવ પદાર્થો વિનાની. વધારામાં અહીં ઈંડાં છે.

શકાય તેવો ન હોય, તેને લઈ એકાંત સ્થળમાં જઈ, બળેલી જમીન ઉપર કે હાડકાંના, કીટના, તુષ (ફોતરાં)ના, કે છાણ વગેરેના ઉકરડા ઉપર જોઈ–તપાસી, સાફ કરી, સંયમપૂર્વક નાખી આવવો. [૧/૧-૨]

ગૃહસ્થને ઘેર ભિક્ષાર્થે જતાં એમ જણાય કે અમુક ધાન્ય, ફળ કે ફળી વગેરે, છરી વગેરેથી કે અગ્નિથી તોડ્યાં, કાપ્યાં કે રાંધ્યાં ન હોવાથી આખાં તથા સજીવ છે, તથા તેમની ઊગવાની શક્તિ હજુ નાશ નથી પામી; તો તે પદાર્થો ગૃહસ્થ આપતો હોય છતાં ન લેવા. કારણ કે તે સજીવ છે, તથા પોતાને ભિક્ષામાં લેવા અયોગ્ય છે. પરંતુ જો તે પદાર્થો રાંધી, શેકી, તોડી કે કાપીને નિર્જીવ કરેલા માલૂમ પડે, તો લેવા. [૧/૩-૪]

પૌંવા, મમરા, ધાણી, પોંક વગેરે[૧] એક જ વાર શેકયાં હોવાથી સજીવ જેવાં હોય, તો તે પણ ન લેવાં; પરંતુ બે કે ત્રણ વાર શેકવાથી પૂરેપૂરાં નિર્જીવ થયેલાં હોય, તો જ લેવાં. [૧/૫-૬]

મુનિએ કંદ, ફળ, કૂંપળ, મોર, કેળ વગેરેનો ગર્ભ તથા અગ્રબીજ, મૂળબીજ, શાખાબીજ કે પર્વબીજ તમામ વનસ્પતિઓ છરી વગેરેથી કપાઈને નિર્જીવ થયેલ ન હોય ત્યાં સુધી ન લેવી. તે જ પ્રમાણે પીપર, મરચાં, આદુ કે તેમનાં ચૂર્ણો, ઉંબરો, વડ, પીપળી, પીપળો વગેરેનાં ચૂર્ણ ('મંથુ'), કાચાં કે થોડાં પીસેલાં હોઈ, સજીવ[૨] જણાય, તો ન લેવાં. અધીંપધીં રંધાયેલ શાકભાજી, કે સડેલી યા ખોરી થયેલી ખોળ-મધ-મદ્ય-ઘી-વગેરે વસ્તુઓ કે જે જૂની થવાને લીધે તેમાં જીવજંતુ થયાં હોય અને જીવતાં હોય, તે પણ ન લેવી. શેરડી વગેરેમાં કાણાં પડયાં હોય, તેમનો રંગ કાળો પડી ગયો

૧. મૂળમાં નીચેના શબ્દો છે. પિહુય (પૃથક, લાજ, પૌંવા ?), બહુરય (ધાણી), ભુજ્જિયં (અગ્નિમાં અર્ધાં શેકેલ ડૂંડાં—પોંક), મંથુ (ઘઉ વગેરેને શેકીને કરેલું ચૂર્ણ), ચાઉલ (તંડુલ), ચાઉલપલંબ (તેનું ડૂંડું ?).

૨. आमय, दुरुक्कं, साणुवीयं ।

હોય, તેમની છાલ તરડાઈ ગઈ હોય, કે વરુ શિયાળ વગેરેએ તેમને કરડેલા હોય, તો પણ તેમને છરી વગેરેથી નિર્જીવ ન કર્યા હોય ત્યાં સુધી ન લેવા.[1] તેમજ ધાન્યના દાણા, દાણાવાળા કુશકા, દાણાવાળી રોટલી, ચોખા, ચોખાનો લોટ, તલ, તલનો લોટ, તથા તલપાપડી વગેરે સુરાઈને પૂરેપૂરા નિર્જીવ થયા ન હોય, ત્યાં સુધી ન લેવા. [૮/૩ ૧૫]

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે જતા કોઈને જમતું દેખી તેને કહેવું, 'હે આયુષ્મન્! અથવા હે બહેન! આ ભોજનમાંથી મને કાંઈક આપશો?' આમ સાંભળી તે પોતાના હાથ, પાત્ર, કડછી, કે વાસણ ઠંડા સજીવ પાણીથી કે (કરીને સજીવ થયેલા) ઊના પાણીથી ધોવા માંડે, તો તેને કહેવું કે, 'તમે હાથ કે વાસણ સજીવ પાણીથી ધોયા વિના જ મને જે આપવું હોય તે આપો.' આમ છતાં તે ગૃહસ્થ હાથ વગેરે ધોઈને જ ભિક્ષાને આપવા માંડે, તો તેને સજીવ તથા સદોષ જાણી ન લેવું. તે જ પ્રમાણે ગૃહસ્થના હાથ ભીના હોય કે ભેજવાળા હોય અથવા ધૂળ, માટી કે બીજી સજીવ વસ્તુથી[2] ખરડાયેલા હોય, તો પણ તેવા હાથે અપાયેલો આહાર ન લેવો. પરંતુ તેના હાથ તેવા કશાથી ખરડાયેલા ન હોય, કે જે અન્ન આપતો હોય તેનાથી જ ખરડાયેલા હોય, તો તે આહાર નિર્જીવ તથા નિર્દોષ જાણી લેવો. [૬/૬ ૭]

ધાણી, પૌંવા, પોંક, તદુંલ વગેરે ભિક્ષુકને આપવા માટે જીવજંતુ, લીલાં બીજ કે વનસ્પતિ જેવી સજીવ વસ્તુઓવાળી શિલા ઉપર ગૃહસ્થે વાટ્યા હોય કે, તે વાટતો હોય, કે વાટવાનો હોય,

---

૧ જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૧

૨ મૂળમાં તે વસ્તુઓના નામ આ પ્રમાણે છે ધૂળ, માટી, ઊસ, હડતાળ, હિંગળોક, મનશિલ, અંજન (સુરમો), લૂણ, ગેરુ, પીળી માટી (વર્ણિકા), ખડી (સેડિયા) ફટકડી (સોરઠિયા), ચોખાનો ભૂકો (પિટ્ઠ), કુશકી કે લીલા પાનનો ચૂરો (उक्कुट्ठ) વગેરે

તથા પવનમાં ઊપણ્યાં હોય, ઊપણતો હોય કે ઊપણવાનો હોય; તો તે પૌંવા વગેરે ભિક્ષુએ સજીવ અને સદોષ જાણી ન લેવા. તે જ પ્રમાણે તેવી શિલા ઉપર પીસેલાં બીડ લૂણ અથવા દરિયાઈ લૂણનું પણ સમજવું. [૬/૮-૯]

ગૃહસ્થને ઘેર હજુ અગ્નિ ઉપર જ ચડેલો પડ્યો હોય તેવો આહાર ભિક્ષુએ સદોષ જાણી, આપવા છતાં ન લેવો. કારણ કે, ભિક્ષુ માટે તેમાંથી આહાર કાઢતાં કે પાછો નાખવા જતાં, તેને હલાવતાં, કે તે વાસણને ઉતારતાં કે આઘુંપાછું કરતાં ગૃહસ્થ અગ્નિ-જીવોની હિંસા કરશે. [૬/૧૦]

ગૃહસ્થ ભીંત ઉપર, થાંભલા ઉપર, માંચા ઉપર, માળ ઉપર,[1] અગાશી ઉપર કે એવે બીજે ઊંચે સ્થળે રાખેલો આહાર લાવીને ભિક્ષુને આપવા માંડે, તો તે સદોષ જાણીને ન લેવો. કારણ કે તેવે સ્થળેથી આહાર લાવી આપવા બાજઠ, પાટિયાં, નિસરણી કે ખાંડણિયો માંડી ચડવા જતાં ગૃહસ્થ પડી જાય, તો તેના હાથપગ વગેરે અવયવો[2] ભાંગી જાય તેમ જ બીજા જીવજંતુ પણ હણાય.[3] તે જ પ્રમાણે કોઠી, કે ભોંયમાં ખોદેલા કોઠલામાં[4] મૂકેલો આહાર કે જેને લાવવા માટે ગૃહસ્થને ઊંચા નીચા કે આડા થવું પડે, તે પણ ન લેવો. [૭/૧૨]

માટીથી લીંપીને બંધ કરેલો આહાર પણ ન લેવો. કારણ કે તેને કાઢવા જતાં અને ફરી પાછો તેને લીંપી બંધ કરવા જતાં અનેક પૃથ્વી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ જીવોની હિંસા

૧. पासायंसि वा એટલું મૂળમાં વધારે છે.

૨. મૂળ: હાથ, પગ, બાહુ, ઊરુ, પેટ, શીર્ષ, કે બીજા અવયવ (इंद्रियजात).

૩. પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વ. તેમને ઈજા પહોંચવાનાં ક્રિયાપદો મૂળમાં આટલાં છે: अभिहणेज्ज, वत्तेज्ज, लेसेज्ज, मयसेज्ज, संघट्टेज्ज, परियावेज्ज, किलामेज्ज वा ठाणाओ ठाण संकामेज्ज वा ।

૪. कोठेजाओ ।

થાય. સજીવ પૃથ્વી, પાણી, વનસ્પતિ કે ત્રસ જીવો ઉપર મૂકેલો આહાર પણ ન લેવો. [ ૭/૩-૪ ]

જે આહાર અતિ ઊનો હોવાથી, ગૃહસ્થ તેને સૂપડા, વીંજણા, પંખા, પાન, શાખા, પીંછાં, કપડાં, હાથ કે મોં વડે ફૂંકીને કે વીંજીને ઠંડો કરીને આપવા માંડે, તો તેને પણ ન લેવો. પરંતુ તેને પહેલેથી કહી દેવું કે, તેમ કર્યા વિના જ આહાર આપવો હોય તો આપો. [ ૭/૫ ]

• મુનિએ શેરડીની ગાંઠ કે ગાંઠવાળો કકડો, શેરડીની છાલ,[૧] શેરડીની અંડેરી, શેરડીની લાંબી શાખા કે તેનો ભાગ, તથા બાફેલી મગની કે વાલની ફળી જેવી વસ્તુઓ, કે જેમાં થોડું ખાવાનું અને બહુ છાંડવાનું હોય છે, તેવી ચીજો ન લેવી. તે જ પ્રમાણે બહુ હાડકાંવાળું માંસ કે બહુ કાંટાવાળી માછલી પણ ન લેવી. ગૃહસ્થ તેવાં માંસમત્સ્ય આપવા માંડે તો તેને કહેવું કે, તારે આપવું હોય તો માત્ર ગર્ભ આપ. અને છતાં ગૃહસ્થ ઉતાવળથી તેના વાસણમાં હાડકાં-કાંટાવાળું જ નાખી દે, તો એકાંત સ્થળમાં જઈ, ઉપર આવી ગયેલ વિધિ પ્રમાણે ખાઈ લઈ, તેમાંનો નકામો નકામો ભાગ નિર્જીવ સ્થળમાં નાખી આવવો. [ ૧૦/૪-૬ ]

( ભિક્ષુએ ખાંડ માગી હોય અને ) ગૃહસ્થ ( ભૂલથી ) દરિયાઈ કે બીડ લૂણ લાવીને આપે; અને તે જો ભિક્ષુની નજરે પડે, તો તે ન લેવું. પરંતુ ગૃહસ્થ ઉતાવળથી પાત્રમાં નાખી દે અને પછી ભિક્ષુને ખબર પડે, તો તે બહુ દૂર જતો રહે ત્યાર પહેલાં તેની પાસે જઈને તેને પૂછવું કે, આ તમે મને જાણતાં દીધું છે કે અજાણતાં? તે જો કહે કે, "મેં જાણતાં નથી દીધું, પણ હવે હું ખુશીથી આપને આપું છું," તો તેને ખાવાના ઉપયોગમાં લેવું. વધારાનું નજીકના સમાનધર્મી મુનિઓને આપી આવવું. અને તેવા

૧. चोयग, मेरग, सालग, डालग ।

કોઈ ન હોય, તો વધી પડેલા આહારના વિધિ પ્રમાણે નિર્જીવ સ્થળે નાખી આવવું. [૧૦/૭]

જે આહાર ગૃહસ્થે એક કે અનેક (સ્વધર્મી-જૈન) સાધુ કે સાધ્વીને ઉદ્દેશીને કે અમુક ગણતરીબંધ[1] શ્રમણ, બ્રાહ્મણ વગેરેને ઉદ્દેશીને ભૂતપ્રાણોની હિંસા કરીને તૈયાર કર્યો હોય, ખરીદી આણ્યો હોય, ઊછીનો આણ્યો હોય, ઝૂંટવીને આણ્યો હોય, (સહિયારી માલકીનો હોઈ, બધાની) રજા વિના આણ્યો હોય, કે પોતે ઘેરથી કે ગામથી મુનિને સામો આણીને આપ્યો હોય; તે આહાર સદોષ જાણી, ભિક્ષુએ હરગિજ ન લેવો. [૧/૧૧-૨]

પરંતુ જે આહાર ગૃહસ્થે અમુક ગણતરીબંધ નહીં, પણ અનેક શ્રમણ બ્રાહ્મણ વગેરેને માટે ઉપર પ્રમાણે તૈયાર કર્યો હોય, તે પણ જ્યાં સુધી બધાને અપાઈ રહ્યા પછી ગૃહસ્થે પોતાનો ગણી પોતાને માટે રાખ્યો ન હોય, કે પોતે ખાવા બહાર કાઢ્યો ન હોય, કે ખાધો ન હોય,[2] ત્યાં સુધી ન લેવો. પરંતુ, બધાને અપાઈ રહ્યા પછી, ગૃહસ્થે પોતાનો ગણી પોતાને માટે રાખ્યો હોય, તો તે નિર્દોષ જાણી લેવો. [૧/૧૩]

તે જ પ્રમાણે આઠમના પોષધવ્રતના ઉત્સવને પ્રસંગે, કે અર્ધમાસિક, માસિક, દ્વિમાસિક, ચતુર્માસિક કે છ માસિક ઉત્સવને પ્રસંગે, કે ઋતુના અથવા તેના આદ્ય કે અંત્ય દિવસના પ્રસંગે,[3] કે

---

૧. એટલે કે પાંચ બ્રાહ્મણ, ચાર શ્રમણ, બે અતિથિ—એ પ્રમાણે.

૨. મૂળમાં :- अपुरिसंतरकडं, बहिया अनीहडं, अणत्तट्ठियं, अपरिभुत्तं, अणासेवितं। 'પુરુષાન્તરકૃત' એટલે પુરુષાંતર સ્વીકૃત (જુઓ વસ્ત્રાધ્યયન સૂત્ર-૩૬૭, ટીકા). એટલે કે, જેમને આપવાનો હતો તેમણે લઈ લીધો, બાદ વધેલો, તથા દાતા ગૃહસ્થે પોતાનો ગણી, પોતાના ઉપયોગ માટે રાખેલો.

૩. મૂળ : उउसंधीसु (ઋતુસંધિષુ), उउपरियट्टेसु (ઋતુપરિવર્તેષુ).

એળો,[1] શ્રાદ્ધ[2] કે દેવદેવીના[3] મહોત્સવને[4] પ્રસંગે શ્રમણ બ્રાહ્મણ વગેરે યાચકોને એક કે અનેક[5] હાંડીમાંથી[6], કુંભીમાંથી, ટોપલીમાંથી કે કોઠલામાંથી[7] જે આહાર પીરસાતો હોય, તે પણ જ્યાં સુધી બધાને અપાઈ ગયા બાદ, આપનાર ગૃહસ્થે પોતાનો ગણી સ્વીકાર્યો ન હોય, ત્યાં સુધી સદોષ જાણીને ન લેવો. પરંતુ તેને એમ જણાય કે, જેમને એ ભોજન આપવાનું હતું તેમને અપાઈ ચૂક્યું છે; અને હવે તો ગૃહસ્થના ઘરનાં માણસો જ તેને ખાય છે; ત્યારે તે ગૃહસ્થની સ્ત્રી, બહેન, પુત્ર, પુત્રી, પુત્રવધૂ, દાઈ, દાસ, દાસી, નોકર કે નોકરડીને જોઈને ભિક્ષુએ તેમને કહેવું: "આયુષ્યમાન" અથવા "બહેન", "તમે આ ભોજનમાંથી મને કાંઈ આપશો?" એમ કહેવાથી કે માગ્યા વિના તેવા પ્રકારનો આહાર પેલો જો લાવીને આપે, તો તે નિર્દોષ જાણી લેવો. [ ૨/૧,૩-૪ ]

કેટલાક ભદ્ર પ્રકૃતિના ગૃહસ્થો જ્ઞાન, શીલ, વ્રત, ગુણ, સંયમ, સંવર અને બ્રહ્મચર્યધારી ઉત્તમ મુનિઓ પોતાને માટે તૈયાર કરેલો આહાર સ્વીકારતા નથી એમ જાણી એમ વિચાર કરે છે કે, આપણે માટે કરેલું ભોજન આપણે તેમને આપી દઈ, આપણે માટે બીજું તૈયાર કરીશું. મુનિની જાણમાં એ વાત આવે તો તેણે તેમનું તેવું અન્નપાન સદોષ જાણી ન લેવું. [ ૯/૧ ]

---

૧ મૂળ: 'समवाय'. ૨ पिण्डनियरसु.

૩. મૂળમાં ઇંદ્ર, સ્કંદ, રુદ્ર, મુકુંદ, ભૂત, યક્ષ, નાગ, સ્તૂપ, ચૈત્ય, વૃક્ષ, ગિરિ, દરિ (ગુફા), કૂવો (અગડ), તળાવ, ધરો, નદી, સરોવર, સાગર, અને ખાણના મહોત્સવના પ્રસંગોનો ઉલ્લેખ છે.

૪. મૂળ: महेसु. ૫ મૂળમાં એકથી ચાર સુધી સંખ્યા ગણાવી છે.

૬. મૂળ: उक्खा

૭. મૂળમાં 'સંનિધિસંચય' શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ 'દૂધ વગેરેનો સંચય' એવો કરે છે.

કોઈ ગામમાં પોતાનાં સગાં રહેતાં હોય; તો તેમને ઘેર ભિક્ષા માગવા જતી વખતે ભિક્ષાકાળ પહેલાં ન જવું; કારણ કે, તેને જોઈ, પેલાંઓ તેને માટે ખાસ આહાર રાંધવા માંડશે. કદાચ ભિક્ષાકાળ અગાઉ ત્યાં જઈ ચડાય, તો તેણે કોઈ દેખે નહીં તેવે સ્થાને ઊભા રહેવું; અને પછી ભિક્ષાકાળ થતાં જુદે જુદે ઘેરથી નિર્દોષ આહાર માગીને ખાવો.

મુનિ ભિક્ષા માટે જતાં કોઈ ગૃહસ્થ તેમને સારુ ઉપકરણ કે આહાર તૈયાર કરવા માંડે, તો તેને તરત જ રોકવો; એમ ન વિચારવું કે હમણાં ભલે તૈયાર કરે, પણ લેતી વખતે ના પાડીશું. અને મનાઈ કર્યા છતાં ગૃહસ્થ તેવું ખાનપાન તૈયાર કરીને આપવા માંડે, તો તેને હરગિજ ન લેવું. [૯/૨]

ગૃહસ્થને ઘેર માંસ કે મત્સ્ય તળાતાં જોઈ, કે પરોણા માટે પુરીઓ તળાતી જોઈ, જલદી જલદી દોડી તે ચીજો માગવી નહિ; કોઈ બીમાર મુનિ માટે લાવવાની હોય તો જુદી વાત છે. [૯/૩]

જે આહાર બીજાને આપવા માટે બહાર કાઢ્યો હોય, તે તેની રજા વિના ગ્રહણ ન કરવો; પરંતુ તેણે રજા આપી હોય કે જાતે આપ્યો હોય તો લેવો. [૯/૭]

### કેટલાંક માયાસ્થાનો[૧]

ભિક્ષુ, કોઈ ઠેકાણે લગ્નમરણને કારણે જમણવાર છે એમ જાણી, તથા ત્યાં 'ચોક્કસ જમણવાર છે' એમ નક્કી કરી, ભિક્ષા માટે ઉત્સુકતાપૂર્વક દોડી જાય; તો તે દોષને[૧] પાત્ર થાય. માટે તેમ ન કરવું. પરંતુ યોગ્ય કાળે ભિક્ષા માટે જુદાં જુદાં ઘરોમાં જઈ નિર્દોષ આહાર તેણે માગી લાવવો. [૩/૩]

---

૧. મૂળ : माइट्ठाण-मातृस्थानम् — ઇ૦૫૮. અનુવાદમાં અર્થ માત્ર 'દોષ' જેટલો જ રાખ્યો છે.

ગૃહસ્થને ઘેર ભિક્ષા માગવા જતા જે આહારની બાબતમા મુનિને, તે સદોષ છે કે નિર્દોષ છે એવી શકા હોય, તે આહારનો મનિનાશયથી તેણે સ્વીકાર ન કરવો [૩/૫]

કોઈ ગામમા પોતાના પહેલેથી (જન્મથી) પરિચિત (સ્વપક્ષના) કે પછીથી (લગ્ન વગેરે કારણે) પરિચિત થયેલા સગાવહાલા રહેતા હોય જેવા કે ધણી, ધણિયાણી તેમનો પુત્ર, પુત્રી, પુત્રવધૂ, દાઈ, દાસ દાસી, ચાકર કે ચાકરડી તે સ્થળે તે ભિક્ષુ (કે ભિક્ષુણી) એમ વિચાર કરે કે, હુ પહેલા એકલો એ લોકોને ત્યા ભિક્ષાર્થે જઈશ, અને ત્યા મને જે અન્ન (પિડ), પાન (લેય=રસપેય), દૂધ, દહી, માખણ, ઘી, ગોળ, તેલ, મધ, મદ્ય, માસ, તનપાપડી, (સકકુનિ), ગોળનું પાણી (ફાણિય) પૂય (દહી ? કે બુદી?) કે શિખડ મળશે, તે હુ પહેલા ખાઈ–પી લઈશ તથા વાસણ વગેરે સાફ કરી, પછી બીજા ભિક્ષુઓ સાથે ભિક્ષા માગવા બીજા ઘરોમા જઈશ આમ કરનારને દોષ લાગે છે માટે તેમ ન કરવુ ભિક્ષુએ તો સાથેના ભિક્ષુઓની સાથે જ વખત થતા જુદા જુદા ઘરોમાથી માગી આણેલો નિર્દોષ આહાર ખાવો [૪/૬]

ગૃહસ્થને ઘેર તૈયાર થયેલા આહારમાથી શરૂઆતમા દેવ વગેરેને અર્થે અગ્રપિડ જુદો કાઢવામા આવે છે તે અગ્રપિડ કાઢવામા આવતો, કે દેવમદિર વગેરેમા ચારે તરફ મૂકવામા આવતો દેખી તેને પૂર્વે ખાધેલો કે લીધેલો હોવાથી ઘણાય શ્રમણ બ્રાહ્મણ વગેરે જલદી જલદી તે તરફ જાય છે તેમને દેખી ભિક્ષુ પણ ઉતાવળે ત્યા જાય, તો તેને દોષ લાગે [૫/૧]

કોઈ ગૃહસ્થ (પોતાને ઘેર શ્રમણ–બ્રાહ્મણ–યાચક વગેરેને ભિક્ષા માટે ઊભેલા જોઈ) આહાર લાવીને મુનિને[૧] આપે અને કહે કે,

૧ એ મુનિ તો પા ૭૩ ઉપર જણાવેલા નિયમ મુજબ અવરજવર વિનાના એકાત સ્થળમા એક બાજુએ ઊભે હોય મૂળમા આ અવતરણ વાળો ભાગ વધારે છે

'આ આહાર મેં અહીં ઊભેલા તમો સર્વને આપ્યો છે. તે તમે બધા ભેગા મળી ખાઈ લો કે વહેંચી લો.' હવે તે મુનિ મનમાં એમ વિચારે કે, 'આટલો આહાર તો મારે એકલાને જ પૂરતો છે,' તો તેને દોષ લાગે. માટે તેમ ન કરતાં, તે આહાર લઈ બીજા શ્રમણ-બ્રાહ્મણો પાસે જવું અને કહેવું કે, 'આ આહાર બધાને માટે આપેલો છે. માટે તે ભેગા મળી ખાઈ લો કે વહેંચી લો.' હવે પેલાઓમાંથી કોઈ એમ કહે કે, 'હે આયુષ્મન્! તું જ બધાને વહેંચી આપ;' તો તેણે તે આહાર વહેંચતી વખતે પોતા તરફ ઝાઝો કે સારો સારો આહાર[1] ન નાખવો; પણ લોલુપતા ત્યાગી, શાંતપણે[2] બધાને સરખી રીતે જ વહેંચવો. પરંતુ વહેંચતી વખતે કોઈ એમ કહે કે, 'હે આયુષ્મન્! તું વહેંચીશ મા; આપણે બધા એકઠા મળી ખાઈશું;' તો તેમની સાથે તે આહાર ખાતી વખતે પણ કશું વધારે વધારે કે સારું સારું પોતે નહીં ખાતાં, સરખી રીતે શાંતપણે ખાવું. [૫/૫]

મુનિ ભોજન માગી લાવ્યા બાદ, તેમાંનું સારું સારું ખાઈ, બાકીનું નાખી દે, તો તેને દોષ લાગે. માટે તેમ ન કરતાં સારું નરસું બધું ખાઈ જવું; નરસું નરસું છાંડવું નહીં. તેવું જ પાણીની બાબતમાં પણ સમજવું. મુનિ ખપ કરતાં વધુ ભોજન લઈ આવ્યો હોય અને નજીકમાં બીજા સમાનધર્મી મુનિઓ રહેતા હોય, તો તેમને તે વધારાનો આહાર બતાવ્યા વિના કે તેમને જરૂર હોય તો લેવાનું કહ્યા વિના તેને નાખી દે, તો તેને દોષ લાગે. પેલાઓએ પણ તેમ પૂછવા આવનારને કહેવું કે, 'હે આયુષ્મન્! આમાંથી જેટલો અમારે જોઈતો હશે તેટલો વાપરીશું; અથવા બધો જોઈતો હશે તો બધો વાપરીશું.' [૯/૬]

---

૧. મૂળમાં:- 'हायं (શાકભાજી), उम्मडं (સારું સારું), रसियं, मणुन्नं, णिद्धं लुक्खं એટલાં ગણાવ્યાં છે.

૨. મૂળમાં:- अमुच्छिते, अगिद्धे, अगढिते, अणज्झोववण्णे बहुसमम् ।

મુનિએ બધા મુનિઓ માટે એકઠો આહાર આણ્યા પછી, તે બધાને પૂછ્યા વિના મરજી મુજબ પોતાના પરિચિતોને ઝટઝટ આપી ન દેવો, પરંતુ તે આહાર બધાની પાસે લઈ જઈને કહેવું કે, 'મારા પૂર્વપરિચિત (દીક્ષા આપનાર) કે પશ્ચાત્પરિચિત (જ્ઞાનાદિ શીખવનાર) આચાર્યાદિ[1]ને હું આ આહાર આપું?' આવું સાંભળીને મુનિઓએ તેને કહેવું કે, 'આયુષ્મન્' તું ખુશીથી જેટલો જોઈએ તેટલો આહાર તેમને આપ, અથવા બધો જોઈએ તો બધો આપ' [૧૦/૧]

કોઈ મુનિ સારું સારું ભોજન માગી લાવી, મનમાં વિચારે કે આને ખુલ્લું બતાવીશ તો આચાર્ય વગેરે તે લઈ લેશે, માટે તે સારા ભોજનને હલકા ભોજન વડે ઢાંકી કરીને આચાર્યાદિને બતાવે, તો તેને દોષ લાગે માટે તેમ ન કરતાં, કશું છુપાવ્યા વિના તેને ખુલ્લું બતાવવું તેમજ જે મુનિ મળેલા ભોજનમાંથી સારું સારું ખાઈ કરી, બાકીનું આચાર્યાદિને બતાવવા લાવે, તો પણ તેને દોષ લાગે માટે તેમ ન કરવું [૧૦/૨ ૩]

કોઈ ભિક્ષુઓને સારું ખાવાનું મળતાં તેઓ મુનિ પાસે આવીને કહે કે, 'તમારામાં અમુક મુનિ બિમાર છે, તો તેને આ સારું ભોજન લઈ જઈને આપો, જો તે ન ખાય તો તમે ખાઈ જજો.' હવે પેલો સાધુ તે સારું અન્ન ખાઈ જવાના ઇરાદાથી સાચી વાત છુપાવીને પેલા માંદા ભિક્ષુને એમ કહે કે, 'આ અન્ન તો લૂખું છે, યા તીખું છે, યા કડવું છે, યા કસાણું છે, ખાટું છે કે ગોળ છે, તેમાંનું કાંઈ માંદાને લાયકનું નથી,' તો તેને દોષ લાગે માટે તેમ ન

૧ મૂળમાં આચાર્ય ઉપરાંત ઉપાધ્યાય (અધ્યાપક), પ્રવર્તક (યથાયોગ્ય પ્રવૃત્તિમાં પ્રેરનાર), સ્થવિર (નબળા પડતા સાધુને સ્થિર કરનાર), ગણી (ગચ્છનો અધિપતિ), ગણધર, ગણાવચ્છેદક (ગચ્છના કામકાજની ચિંતા કરનાર) — એટલા છે

કરતાં તે અન્ન પેલાને જેવું માફક આવે તેવું હોય તેમ જ કહી બતાવવું. હવે પેલા ભિક્ષુઓએ જો તેને એમ કહ્યું હોય કે, 'તે માંદો મુનિ જો ન ખાય તો આ અન્ન અમારી પાસે પાછું લાવજો;' તો પણ, પોતે ખાઈ જવા માટે જુદું બોલવાને બદલે તેમણે જેમ કહ્યું હોય તેમ કરવું. [૧૧/૧]

મુનિએ ભિક્ષા માગવા જતાં માર્ગમાં મુસાફરખાનાં, બંગલાઓ, ગૃહસ્થનાં ઘરો કે ભિક્ષુકાદિના મ્હોમાંથી આવતી અન્ન કે પાનની સુગંધ તેના સ્વાદ માટે આસક્ત થઈ, 'વાહ સુગંધ' એમ કહી સૂંઘવી નહીં. [૮/૨]

### પાણી કેવું લેવું – ન લેવું ?

ભિક્ષુએ લોટ પલાળેલું[1], તલ ધોયેલું[2], ચોખા ધોયેલું કે તેવું બીજું પાણી, તરતનું જ ધોયેલું હોઈ, તેનો સ્વાદ ફર્યો ન હોય કે તેનું પરિણામાંતર ન થયું હોય તથા તે પૂરેપૂરું નિર્જીવ ન થયું હોય[3], તો તેને સદોષ જાણી ન લેવું. પરંતુ ધોયે બહુ વાર થઈ હોવાથી તેનો સ્વાદ ફરી ગયો હોય, તો તેવા નિર્જીવ થયેલા પાણીને નિર્દોષ જાણી લેવું. [૭/૭]

ભિક્ષુએ તલ[4], તુષ કે જવનું પાણી, ઓસામણ[5], છાસનો નીતાર[6] કે ઊનું અથવા એવું બીજું નિર્જીવ પાણી દેખી, તેના માલિક પાસે માગવું; અને જો તે બીજા વાસણ વડે, કે ઓસાવીને, કે

---

૧. उस्सेइमं – पिठोस्सेदनार्थम् — ટીકા૦। અથવા લોટથી ખરડાયેલા હાથ ધોયેલું પાણી એવો અર્થ પણ થાય.

૨. संसेइमं – तिलधावनोदकं — ટીકા૦। અથવા સળગેલાં લાકડાં ઓલવવા કે ઉકાળેલી ભાજી ઈ૦ ઠંડી કરવા જે પાણી સિંચવામાં આવે તે.

૩. મૂળ: अणाबिलं, अवोक्कंतं, अपरिणतं, अविद्धत्थं ।

૪. અહીં ટીકાકારે અર્થ એવો લીધો છે કે, 'તલ વગેરે વડે કોઈ પ્રકારે નિર્જીવ કરેલું (પ્રાસુકીકૃતમ્) પાણી.'

૫. आयामं। ૬. सोवीरं।

ઊલટાવીને જાતે લેવાનું કહે તો જાતે લેવું, અથવા પોતે આપે તો તે રીતે લેવું. નિર્જીવ છતાં જે પાણી જીવજંતુવાળી જમીન ઉપર કે જીવજંતુ ઉપર મૂકેલું હોય, અથવા જે પાણી ગૃહસ્થ ભીના, હવાયેલા કે ખરડાયેલા (અને તેથી નિર્જીવ નહીં એવા) વાસણ વડે આપવા માંડે, કે ભિક્ષુને ઉદ્દેશી તેમાં થોડું બીજું ઠંડું પાણી ઉમેરીને આપવા માંડે, તો તેને સદોષ જાણી ન લેવું. [૭/૮-૯]

આંબાનું, અંબાડાનું, કોઠનું, બિજોરાનું, દ્રાક્ષનું,[૧] દાડમનું, ખજૂરનું, નાળિયેરનું, કેરાંનું,[૨] બોરનું,[૩] આમળાંનું, આંબલીનું, તથા એવી જાતનું પીણું, ઠળિયા, છાલ કે બીજવાળું હોઈ, ગૃહસ્થ સાધુને માટે છાબ, કપડું કે વાળાની ચાળણીમાં નીચોવી કે ગાળીને આપે, તો મુનિએ તે પીણું સદોષ જાણી ન લેવું. [૮/૧].

### સાત પિંડૈષણાઓ[૪] અને પાનૈષણાઓ

૧. વણખરડ્યા હાથે તથા પાત્રે આપેલું જ નિર્જીવ ભોજન જાતે માગવું કે બીજો આપે તો ગ્રહણ કરવું, એ પ્રથમ પિંડૈષણા. [૧૧/૩]

૨. ખરડેલા હાથે અને પાત્રે આપેલું નિર્જીવ ભોજન જ ગ્રહણ કરવું, એ બીજી પિંડૈષણા. [૧૧/૪]

૩. ચોખ્ખા હાથે અને ખરડેલા પાત્રે, કે ખરડેલા હાથે અને ચોખ્ખા પાત્રે, હાથમાં કે પાત્રમાં આપેલું નિર્જીવ ભોજન જ, જાતે માગવું કે બીજો આપે તો ગ્રહણ કરવું,[૫] એ ત્રીજી પિંડૈષણા. [૧૧/૫]

---

૧ मुद्दिया। २ करीर। ३. कोल।

૪. ભિક્ષાની વસ્તુઓમાં અને ક્ષેત્રમાં મર્યાદા બંધાય એ અર્થે ભિક્ષાદિના કેટલાક નિયમો શિષ્ટસંમત થયેલા છે તે આ વિભાગમાં વર્ણવ્યા છે. એષણા એટલે માગવું તે—માગવાનો વિધિ.

૫. મૂળમાં આટલું વધારે છે: થાળ, હાલ્લા, સૂપડા, છાબ કે બહુમૂલાં વાસણમાં અગાઉ ગૃહસ્થોને ઘેર અન્ન મૂકી રાખેલું હોય, તેમાંથી......ઇ૦.

૪. નિર્જીવ પૌંવા, પોંક, ધાણી વગેરે, કે જેમાં કાઢી નાખવાનું બહુ અલ્પ હોય છે, તથા દાતાને પણ પછી વાસણ ધોવા વગેરેનું પશ્ચાત્કર્મ બહુ ઓછું કરવાનું હોય છે, તે જ જાતે માગવાં કે બીજો આપે તો ગ્રહણ કરવાં, એ ચોથી પિંડૈષણા. [ ૧૧/૬ ]

૫. જે નિર્જીવ ભોજન ગૃહસ્થે પોતે ખાવા માટે પ્યાલા, થાળી[1] કે કોરકમાં[2] પીરસ્યું હોય, —અને તેના હાથ વગેરે લેપે ઘણો વખત થઈ જવાથી ભીના ન હોય, —તેવું અન્ન જાતે માગીને લેવું કે બીજો આપે તો ગ્રહણ કરવું, એ પાંચમી પિંડૈષણા. [ ૧૧/૭ ]

૬. ગૃહસ્થે પોતાને કે બીજાને માટે વાસણમાંથી કાઢવા માટે ચાટવા વગેરેથી ઉપાડેલું નિર્જીવ ભોજન જ, હાથ કે વાસણમાં, જાતે માગીને કે બીજો આપે તો લેવું, એ છઠ્ઠી પિંડૈષણા. [ ૧૧/૮ ]

૭. જે ભોજન ફેંકી દેવા જેવું હોય, તથા જેને બીજો મનુષ્ય કે જાનવર લેવા ન ઇચ્છે, તેવું નિર્જીવ ભોજન જ જાતે માગીને કે બીજો આપે તો લેવું, એ સાતમી પિંડૈષણા. [ ૧૧/૯ ]

આ સાત પ્રકારની પિંડૈષણાઓ ભિક્ષુએ જાણવી જોઈએ અને શક્તિ અનુસાર તેમાંની કોઈ સ્વીકારવી જોઈએ.

સાત પાનૈષણાઓ પણ તેવી જ સમજવી. માત્ર ચોથી પાનૈષણા આ રીતે સમજવી: તલનું, તુષનું, કે જવનું પાણી, ઓસામણ, છાશનો નીતાર, કે ઊનું અથવા બીજું તેવું નિર્જીવ પાણી કે જે લીધાથી (ધોવા સાફ કરવાનું) ખાસ પશ્ચાત્કર્મ બહુ ઓછું કરવું પડે, તે જ લેવું.[3] [ ૧૧/૧૦ ]

આ સાત પિંડૈષણા કે પાનૈષણામાંથી કોઈ એક પ્રતિજ્ઞા અંગીકાર કરનારે એમ કદી ન બોલવું કે, મેં જ સારી પ્રતિજ્ઞા લીધી છે

૧. મૂળમાં ‘ડિંડિમ’ – એટલે કે કાંસાનું વાસણ છે.
૨. ‘મગધદેશમાં પ્રસિદ્ધ એક પ્રકારનું વાસણ.’ –ટીકા૦
૩. ટીકાકાર કહે છે: ‘સ્વચ્છ હોવાથી અલ્પલેપી હોય અને તેથી ચોટે નહિ.’

અને બીજાઓએ ખોટી પ્રતિજ્ઞા લીધી છે. પરંતુ એમ માનવું કે, બીજાઓએ જે પ્રતિજ્ઞા લીધી છે, અને મેં પણ જે લીધી છે, તે સર્વ જિનની આજ્ઞા પ્રમાણે જ છે; અને બધા પોતાનાથી શક્ય તેવો આચાર પાળી રહ્યા છે. [૧૧/૨૧]

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧:** એ ફકરામા મૂળમાં નીચેની વિગતો છે:

સાલુય (જળકંદ), વિરાલિય (સ્થળકંદ), સાસવણાલિયં (સર્પછત્રા) વગેરે કંદ, પીપર, મરચા, આદુ; આંબા, અંબાડો, તાડ, ઝિજ્ઝરી (વેલ), શતદ્રુ (સુરભિ) અને સલ્લકિ વગેરેનાં ફળ (પલંબ); પીપળાની, વડની, પીપળીની (પિલંખુ)તથા નંદી (णिउर निकुर) અને સલ્લકિ વૃક્ષની કૂપળો (પવાલ), આંબો, કોઠ, દાડમ અને બીલુ (કે પિપ્પલ) વગેરેના ગોટલી ન બંધાયેલા મોર (સરડુય); સડેલા કે ખોરા થયેલા ખોળ, મધ, મદ્ય, ઘી તથા મદ્યની નીચે બસતો ક્ષાર, છરી વગેરેથી ન કાપેલી વસ્તુઓ, જેવી કે છાલ ઉતારેલો શેરડીનો સાંઠો, અંકકરેલુ, કસેરુ, શૃંગાટક (શિંગોડું), પૂતિઆલુક, કમળ, તેની નાળ, બીસ, બીસનો મૃણાલ, કમળનું કેસર અને તેની કાકડી (વિમગ), લસણ, તેના પાન, તેની દાંડી, તેનો કંદ અને તેની છાલ; જેની ટોચમા બીજ થાય છે, જેના મૂળમા બીજ હોય છે, જેની શાખામા બીજ હોય છે અને જેની પિરાઈમા બીજ હોય છે તેવી બધી વનસ્પતિઓ, તથા ત્યા જ ઊગેલા અંકુરો, કેળનો ગર્ભ અને ગુચ્છો, (तक्कल्मित्थ, मीम) નાળિયેર, ખજૂરી અને તાડના ગર્ભ સિવાયની (णण्णत्थ) તેવી બીજી વસ્તુઓ (કારણ કે, તે તો છેદી એટલે તરત અચિત્ત થઈ જાય છે, જ્યારે બીજી નથી થતી), કાણા પડેલ કે કાળી પડેલ શેરડી, નેતર કે કેળ વગેરે, બળાત્કારે (ખાડામા નાખીને ઇ૦) પકાવેલ (कुभिपक्क) અસ્થિક, તિંદુક, ટેબરુ, બીલુ, પલગ કે શ્રીપર્ણી ફળ (કાસવણાલિય)

## ૨

## શય્યા[1]

### [ રહેઠાણ તથા પથારી ]

### ૧

### કેવા મકાનમાં રહેવું – ન રહેવું ?

ભિક્ષુ અથવા ભિક્ષુણીને રહેઠાણની[2] જરૂર પડે એટલે તેણે ગામ, નગર કે રાજધાની વગેરેમાં જવું.

ત્યાં જે મકાન ઈંડાં, જીવજંતુ તથા જાળાં વગેરેવાળું જણાય, તેમાં સ્થાન, બેઠક કે, શય્યા ન કરવાં.[3] પણ જે મકાન તેવું ન હોય,[4] તેને, સારી રીતે જોઈતપાસી, વાળીઝૂડી, સાવધાનીપૂર્વક આસન, શય્યા કે બેઠક કરવાં. [૧/૧]

જે મકાન ગૃહસ્થે એક કે અનેક સ્વધર્મી ( જૈન ) ભિક્ષુ કે ભિક્ષુણીને ઉદ્દેશીને કે ભૂત પ્રાણોની હિંસા કરીને તૈયાર કર્યું હોય, ખરીદ્યું હોય, ઊછીનું લીધું હોય, ઝૂંટવી લીધું હોય, (સહિયારી માલકીનું હોઈ, બધાની) રજા વિના મેળવ્યું હોય, કે મુનિને સામે જઈને નિવેદિત કર્યું હોય, તે મકાનને સદોષ જાણી, ભિક્ષુએ તેમાં ન રહેવું.

વળી જે મકાન અનેક શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, ગરીબ–ગુરબાં, વગેરે માટે ઉપર[5] પ્રમાણે તૈયાર કર્યું હોય, પણ જે હજુ

---

૧. મૂળમાં सेज्जा–शय्या શબ્દ છે. તેનો અર્થ પથારી તેમજ મકાન બને થાય છે  ૨. उवस्सयं ।

૩. હવે પછી એ ત્રણે ન ગણાવતાં માત્ર 'રહેવું' એટલું જ અનુવાદમાં જણાવ્યું છે. સ્થાન, ધ્યાનાદિ માટે; અને બેઠક અભ્યાસાદિ માટે.

૪. મૂળમાં : અલ્પ ઇંડાં, અલ્પ જીવજંતુ ઇત્યાદિવાળું–એમ છે.

૫. बहवे समण-माहण-अतिथि-किवण-वणीमगे समुद्दिस्स – એ પાઠ પ્રમાણે.

સુધી બીજાઓ વડે વપરાયું ન હોય,[1] તે મકાનમાં પણ ન રહેવું. પરંતુ, જો તે મકાન બીજાઓ વડે વપરાયું હોય, તો તેને જોઈ-તપાસી, વાળી ઝૂડી તેમા રહેવું. [૧/૨]

જે મકાન ગૃહસ્થે ભિક્ષુને ઉદ્દેશી સાદડીઓ કે વાંસની કાંબડી-ઓથી સમરાવ્યું હોય, લીપાવ્યુ હોય, ધોળાવ્યું હોય, ઘસીને સાફ કરાવ્યુ હોય, સરખુ કરાવ્યુ હોય, કે ધૂપથી વાસિત કર્યું હોય; તે જો બીજાઓ વડે વપરાયુ ન હોય, તો તેમાં ન રહેવું; પણ જો તે બીજા વડે વપરાયુ હોય, તો તેને જોઈ તપાસી, વાળી-ઝૂડી, તેમાં રહેવું.[2] [૧/૩]

જે મકાનમાં, સાધુને ઉદ્દેશી ગૃહસ્થ નાનાં બારણાં મોટાં કરાવે,[3] કે મોટાં બારણા નાના કરાવે; કે અંદર તેમ જ બહાર પાણીથી થયેલ કંદમૂળ, પત્ર, પુષ્પ, ફળ કે બીજી હરિયાળી એક જગાએથી બીજી જગાએ ખસેડે, કે સદંતર બહાર જ કાઢી નાખે, તથા બાજઠ, પાટ, નિસરણી કે ખાંડણિયો વગેરે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જાય, કે સદંતર બહાર કાઢી નાખે, તે મકાનમાં પણ ભિક્ષુએ જ્યાં સુધી તે બીજા વડે વપરાયું ન હોય ત્યાં સુધી વાસ ન કરવો; પણ બીજા વડે વપરાયા પછી તેમા વાસ કરવો [૧/૪-૬]

---

૧ અહી પણ પિણ્ડૈષણાની પેઠે [સૂત્ર ૧/૧૩, પા ૮૨] મૂળમા 'બહાર ન કાઢેલુ, પોતાનું ગણી ન સ્વીકારેલુ તથા વાપરેલુ,' વગેરે વિશેષણો સરખા જ મૂક્યા છે પછીના અધ્યયનોમા પણ પાત્ર, વસ્ત્ર વગેરે બાબતમા એ ને એ જ શબ્દો આવે છે તે બધા વિશેષણોનો અર્થ દરેક બાબતમા લાગુ કરવાનો પ્રયત્ન કરવો નિરર્થક છે. તે દરેકની પાછળ જ્યા જે મુખ્ય ભાવ છે તે જ રાખી, બીજા વિશેષણો અનુવાદમા જતા કર્યાં છે

૨ એટલે કે, ઉદ્દેશીને નવુ જ બધાવે તો હરગિજ સ્વીકાર્ય નથી; પરંતુ તૈયાર મકાન સુધરાવે યા લીપાવે તો બીજાએ વાપર્યા પછી સ્વીકારી શકાય

૩ આ બધું સૂત્ર ૨/૫-૭, પા ૭૬ ઉપર જણાવ્યા પ્રમાણે સમજી લેવુ

ભિક્ષુએ સ્તંભ ઉપર, માંચડા ઉપર, માળ ઉપર, અગાસી ઉપર કે તેવા આકાશવર્તી ભાગમાં ખાસ કારણ વિના ન રહેવું. કદાચ કોઈ કારણસર રહેવું પડે, તો ત્યાં રહી હાથપગ, દાંત કે મોં ન ધોવાં, કે ત્યાંથી મળમૂત્ર, લીંટ બળખો વગેરે શૌચક્રિયાઓ ન કરવી; કારણ કે, તેમ કરવા જતાં પડી જઈ હાથપગ ભાંગે, કે અન્ય જીવજંતુની હિંસા થાય. [૧/૭]

ભિક્ષુએ સ્ત્રી, બાળક, પશુ તથા તેમનાં ખાનપાનની પ્રવૃત્તિવાળા ગૃહસ્થના ઘરમાં ન રહેવું. કારણ કે, તેમાં નીચેના મહાદોષો થવાના સંભવ રહેલા છે. જેમકે, ત્યાં ભિક્ષુને (અમિત-અયોગ્ય ખાનપાનથી) અંગ અકડાઈ જવાં[1], ઝાડા થવા, ઊલટી થવી, કે તેવા બીજા રોગો થવાનો સંભવ છે; અને તેવે વખતે ગૃહસ્થ તેના ઉપર દયા લાવી તેના શરીરને તેલ, ઘી, માખણ કે ચરબી વગેરેથી માલિશ કરે; કે સુગંધી દ્રવ્યો, કવાથો, લોધ્ર, વર્ણક, ચૂર્ણ કે પદ્મક વગેરેનો લેપ કરે; કે ઠંડા કે ગરમ પાણીથી નવરાવે કે લાકડા સાથે લાકડું ઘસી અગ્નિ સળગાવીને તપાવે. [૧/૮]

વળી, ત્યાં ગૃહસ્થ, તેની પત્ની, પુત્ર, પુત્રવધૂ કે નોકરચાકર અને દાસદાસી અરસપરસ બોલાચાલી, કે મારામારી કરે,[2] તો તેથી તેનું મન ઊંચુંનીચું[3] થાય [૧/૯]

વળી, ગૃહસ્થ પોતાને માટે અગ્નિ સળગાવે તે દેખીને પણ તેનું મન ઊંચુંનીચું થાય. [૧/૧૦]

વળી, ગૃહસ્થને ઘેર તેનાં મણિ, મોતી તથા સોનાચાંદીના અલંકારો[4] કે તે અલંકારોથી વિભૂષિત તેની તરુણ કન્યા દેખી તેનું મન ઊંચુંનીચું થાય. [૧/૧૧]

---

૧. अलसए २. अक्कोसंति वा वयंति वा रुंभंति वा उद्दवंति वा ।

૩. 'એ લોકો એમ કરો' કે 'ન કરો' એ પ્રમાણે.

૪. મૂળમાં તેમની વિગતો આ પ્રમાણે છે : કુંડલ, કંદોરા, મણિ, મોતી, સોનું, રૂપું, કડાં, બાજુબંધ, ગંડા, સાંકળાં, હાર, અર્ધહાર, એકાવલી, મુક્તાવલી, રત્નાવલી વગેરે.

વળી, ગૃહસ્થની સ્ત્રીઓ, પુત્રીઓ, પુત્રવધૂઓ, દાઈઓ, દાસીઓ કે નોકરડીઓ, "બ્રહ્મચારી શ્રમણ સાથે સંભોગ કરવાથી બળવાન, દીપ્તિમાન, રૂપવાન, યશસ્વી, શૂરવીર અને દેખાવડો પુત્ર થાય છે" એમ સાંભળેલું હોવાથી, તેને લોભાવવા કે ડગાવવા પ્રયત્ન કરે. [૧/૧૨]

વળી, ગૃહસ્થો સ્નાનાદિથી સ્વચ્છ રહેનારા હોય છે, અને ભિક્ષુ તો સ્નાન ન કરનારો તથા (પ્રસંગવશાત્) મૂત્રથી શૌચાદિ ક્રિયાઓ કરનારો દુર્ગંધી હોઈ, અળખામણો થઈ પડે;: અથવા ગૃહસ્થને પોતાનાં કાર્યો ભિક્ષુને કારણે ઊલટપૂલટ કરી નાખવાં પડે, કે જતાં કરવાં પડે. [૨/૧]

વળી, ગૃહસ્થે પોતાને માટે જુદી જાતનું ભોજન તૈયાર કરી દીધું હોય, એટલે પછી ભિક્ષુ માટે તે નવું વિવિધ જાતનું ખાનપાન તૈયાર કરવા માંડે; અને તે જોઈ ભિક્ષુને તે ભોજનની અને ત્યાં રહેવાની આકાંક્ષા પણ થાય. [૨/૨]

વળી, ગૃહસ્થે પોતાના ખપપૂરતાં લાકડાં ફાડી રાખ્યાં હોય, અને પછી ભિક્ષુ માટે વધુ લાકડાં ફાડવા માંડે કે ખરીદીને કે ઊછીના લઈ આવીને અગ્નિ સળગાવે, તથા તે જોઈ ભિક્ષુને તાપવાની આકાંક્ષા પણ થાય. [૨/૩]

વળી, ગૃહસ્થને ઘેર રહેતા ભિક્ષુ રાત્રે કે મોડોવહેલો દીર્ઘશંકા– લઘુશંકાથી પીડાઈ ઘરનું બારણું ઉઘાડવા જાય, અને તે વખતે તક જોઈને બેઠેલો ચોર અંદર પેસી જાય. તે વખતે સાધુથી એમ તો બોલાય નહીં કે, 'આ ચોર પેઠો, આ ચોર સંતાયો; આ ચોર આવ્યો; આ ચોર બોલ્યો, આણે ચોર્યું બીજાએ ચોર્યું; આનું ચોર્યું, બીજાનું ચોર્યું; આ ચોર છે, આ તેનો સાગરીત છે; આણે માર્યું; કે આણે આમ કર્યું.' એટલે ગૃહસ્થ તે તપસ્વી ભિક્ષુ ઉપર જ ચોરીની શંકા લાવે. માટે, પહેલેથી જ તેવા મકાનમાં ન રહેવું એવો ભિક્ષુને ઉપદેશ છે. [૨/૪]

જે મકાન ઘાસ કે પરાળના ઢગલાવાળું હોય અને તેથી ઘણાં જીવજંતુવાળું હોય, તેમાં ભિક્ષુએ ન રહેવું; પણ જો તે જીવજંતુ વિનાનું હોય,[1] તો તેમાં રહેવું. [૨/૫]

મુનિએ મુસાફરખાનાં, બગીચાઓમાં બાંધેલાં આરામગૃહો, તથા મઠો વગેરે, કે જ્યાં વારંવાર અનેક સાધુઓ આવતા જતા હોય, ત્યાં ન રહેવું. [૨/૬]

જે મકાનોમાં જવા આવવાની કે ભણવા ગણવાની મુશ્કેલી હોય, તથા જ્યાં ચિત્તની સ્વસ્થતા રહી ન શકે તેવી હોય, તેવાં રહેઠાણમાં ભિક્ષુએ ન રહેવું. જેમકે:- જે મકાન ગૃહસ્થો, અગ્નિ અને પાણીવાળું હોય; જ્યાં જવાનો રસ્તો ગૃહસ્થના ઘરની વચ્ચે થઈને હોય; જ્યાં ગૃહસ્થના ઘરનાં માણસો અરસપરસ ઝઘડા–અખેડા કરતાં હોય કે અરસપરસ શરીરને તેલ વગેરેથી[2] ચોળતાં હોય, કે અરસપરસ સુગંધી દ્રવ્યો વગેરેનું[3] વિલેપન કરતાં હોય, કે, અરસપરસ સ્નાન કરતાં–કરાવતાં હોય, કે, નગ્ન થઈને ઉઘાડી રીતે કે ગુપ્ત રીતે સંભોગ સંબંધી વાતચીત કરતાં હોય, કે બીજી ગુપ્ત વાતો કરતાં હોય; અથવા જે ઘરમાં કામોદ્દીપક ચિત્રો[4] હોય — એવાં મકાનોમાં મુનિએ ન રહેવું. [૩/૫-૧૨]

### રહેઠાણ કેવી રીતે માગવું?

મુનિએ મુસાફરખાનાં વગેરેમાં જઈને પૂરતી તપાસ કર્યા બાદ રહેઠાણ માગવું. તેનો જે ગૃહસ્વામી કે અધિષ્ઠાતા હોય તેની આ પ્રમાણે રજા લેવી: "હે આયુષ્મન્! તારી મરજી હોય તો આ મકાનના તું કહે તેટલા ભાગમાં તથા તું કહે તેટલા સમય સુધી અમે અહીં રહીશું; અથવા (વધુ વખત રહેવાનું હશે તો પણ) જ્યાં સુધી તું અહીં રહેવાનો હોઈશ કે આ મકાન તારે કબજે હશે

૧. મૂળ :– ઓછાં જીવજંતુવાળું હોય. ૨. મૂળ : તેલ, ઘી, માખણ, ચરબી. ૩. જુઓ પા. ૬૪, [૧/૮]. ૪. आइण्णसंलेक्खम

ત્યાં સુધી જ રહીશું,[1] અને ત્યાર બાદ ચાલ્યા જઈશું; તથા (કેટલા જણ રહેશો એમ પૂછે તો મુકરર સંખ્યા ન કહેતાં,) જેટલા અમારા સમાનધર્મી આવશે તેટલા રહીશું. (એમ કહેવું.— ટીકા૦) [૩/૩]

ભિક્ષુ જેના મકાનમાં રહે તેનું નામ પહેલેથી જ જાણી લે; જેથી, તે નિમંત્રણ આપે કે ન આપે તો પણ તેનું ભિક્ષાન્ન ટાળી શકાય. [૩/૪]

### કેટલાક દોષો

કોઈ ભિક્ષુ મુસાફરખાનાં વગેરેમાં (અન્ય ઋતુમાં એક માસ અને વર્ષાઋતુમાં ચાર માસ એમ) એક વખત રહ્યા પછી, ફરી ત્યાં વારંવાર રહેવા આવે, તો તે કાલાતિક્રમદોષ કહેવાય. [૨/૬] તે જ પ્રમાણે ત્યાં ગુજારેલા કાળથી બમણા કે તમણા વખતનું અંતર પાડયા વિના તરત પાછા ત્યાં આવે તો ઉપસ્થાનક્રિયાદોષ કહેવાય. [૨/૭]

કેટલાક શ્રદ્ધાળુ ગૃહસ્થો પોતાને માટે તબેલા, વખારો, પરબો, કારખાનાં કે તેવાં બીજાં મકાનો[2] બનાવતી વખતે, શ્રમણ–બ્રાહ્મણ વગેરેને રહેવા કામ આવે તે માટે જાણી જોઈને તેમને મોટાં બનાવરાવે છે. તેવાં મકાનોમાં શ્રમણ–બ્રાહ્મણો આવતા જતા હોય, ત્યાર પછી સાધુ જઈને ઊતરે, તો તે અભિક્રાંતક્રિયા દોષ કહેવાય; અને પહેલવહેલો જ જઈને ઊતરે, તો અનભિક્રાંતક્રિયા દોષ કહેવાય [૨/૮-૯]

---

૧ अहालंदं = ઘ રહે તેટલા સમય સુધી (ઓછામા ઓછું ભીનો હાથ સુકાય ત્યા સુધી, વધારેમા વધારે પાચ દિવસ, અને મધ્યમ પ્રકારે તે બેની વચ્ચેના ગાળા જેટલુ).

૨. મૂળમા આ પ્રમાણે વિગતો છે: લુહારનાં કારખાના (आएसणाणि) (અથવા आवेसण = શૂન્યગ્રહ), દેવાલયોની બાજુના ઓસારા (आयतणाणि), દેવાલયો (देवकुलाणि), સભાઓ, પરબો, દુકાનો, વખારો, તબેલાઓ; ચૂનાના, દર્ભનાં, વાધરીના, વલ્કલના, જંગલના, અગ્નિના અને કાષ્ટના કારખાના; સ્મશાનગૃહો, શાંતિગૃહો, શૂન્યગૃહો, ગિરિગૃહો, કંદરાઓ તથા પાષાણમંડપો.

કેટલાક શ્રદ્ધાળુ ગૃહસ્થોએ એવું સાંભળ્યું હોય છે કે, શ્રમણ ભગવાનો પોતાને ઉદ્દેશીને બંધાવેલાં મકાનોમાં નથી રહેતા; તેથી તેઓ એવો વિચાર કરે છે કે, 'આપણે પોતાને માટે મકાન વગેરે બંધાવીશું; અને પછી તે શ્રમણોને આપી દઈ આપણે માટે બીજાં બનાવીશું.' આવું જાણ્યા બાદ જો કોઈ સાધુ તેવાં મકાનોમાં ઊતરે, તો તે વર્જ્યક્રિયા દોષ કહેવાય. [૨/૧૦]

તે જ પ્રમાણે કેટલાક શ્રદ્ધાળુ ગૃહસ્થોએ અમુક ગણતરીબંધ શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, કૃપણ વગેરે માટે મકાનો તૈયાર કરાવ્યાં હોય છે. તેવાં મકાનોમાં રહેવા જવું તે મહાવર્જ્યક્રિયા દોષ કહેવાય. [૨/૧૧]

તે જ પ્રમાણે અનેક શ્રમણ વર્ગોને[1] માટે તૈયાર કરાવેલાં મકાનોમાં ઊતરવું તે સાવદ્યક્રિયા દોષ કહેવાય. [૨/૧૨]

કોઈ ગૃહસ્થે સમાનધર્માં અમુક એક શ્રમણને ઉદ્દેશીને, છયે પ્રકારના જીવોની મોટી હિંસા કરીને, છાદન, લીંપણ, વગેરેથી[2] મકાન તૈયાર કર્યું હોય, તેમાં ઠંડું પાણી ભરી રાખ્યું હોય, અને અગ્નિ સળગાવી રાખ્યો હોય; તેવા પોતાને માટે તૈયાર કરેલા મકાનમાં ઊતરવું, એ મહાસાવદ્યક્રિયા દોષ કહેવાય. અને તેમ કરનારો નથી ગૃહસ્થ કે નથી સાધુ. [૨/૧૩]

પરંતુ, જે મકાન ગૃહસ્થે પોતાને ઉદ્દેશીને લીંપણગૂંપણ વગેરેથી તૈયાર કર્યું હોય, તેમાં જઈને રહેવું એ અલ્પસાવદ્યક્રિયા દોષ કહેવાય.[3] [૨/૧૪]

કેટલાક સરળ, મોક્ષપરાયણ તથા નિષ્કપટ ભિક્ષુઓ કહે છે કે, 'ભિક્ષુને નિર્દોષ અને જોઈતું રહેઠાણ મળવું સુલભ નથી. કારણ કે,

૧. 'बहवे समणजाए समुद्दिस्स'। ટીકાકાર શ્રમણોના પાંચ વર્ગો જણાવે છે: નિર્ગ્રંથ (જૈન), શાક્ય (બૌદ્ધ), તાપસ, ગૈરિક અને આજીવિક.

૨. મકાનનાં બારીબારણાંની ઉઘાડવાસ કરીને (सवारदुवारपिहणाओ).

૩. ટીકાકાર જણાવે છે કે, અહીં સુધી વર્ણવેલાં નવે પ્રકારનાં રહેઠાણમાંથી અભિક્રાંતક્રિયા અને અલ્પસાવદ્યક્રિયા એ બે દોષવાળું રહેઠાણ સ્વીકારવા યોગ્ય છે, અને બાકીનાં ત્યાગવા યોગ્ય છે.

કાંઈ નહિ તો તે છાદન, લીંપણ, બારીબારણા[1] તેમજ ભિક્ષાએની[2] બાબતમાં શુદ્ધ નથી જ હોતું વળી, ભિક્ષુ વખતે ચક્રમણ કરે છે; વખતે સ્થિર બેસે છે; વખતે સ્વાધ્યાય કરે છે, વખતે સૂવે છે અને વખતે ભિક્ષા માગે છે એટલે તે બધી બાબતોમાં અનુકૂળ એવું રહેઠાણ તેને મળવું મુશ્કેલ જ છે ' આવું સાંભળી કેટલાક ગૃહસ્થો ભિક્ષુને અનુકૂળ આવે તેવી જગાઓ[3] તૈયાર કરી રાખે છે, તેમાં હિસ્સો વહેંચવાનો હોય તો વહેંચી રાખે છે જાતે તેમાં થોડું રહે છે અને એમ પોતાની સમજ પ્રમાણે ભિક્ષુને સ્વીકારવા યોગ્ય કરી, રાખી મૂકે છે[4] તો હવે પ્રશ્ન થાય છે કે, મુનિઓએ પોતાને સ્વીકારવા યોગ્ય કે ન સ્વીકારવા યોગ્ય રહેઠાણનું વર્ણન ગૃહસ્થો આગળ કરી બતાવવું તે યોગ્ય છે? હા, યોગ્ય છે[5] [૩/૧]

## પાથરણું[6] કેવું માગવું?

ભિક્ષુને પાથરણું માગવાની જરૂર પડે, ત્યારે તેણે જે પાથરણું ઝીણાં ઈંડાં કે જીવજંતુ વગેરે વાળું જણાય તે ન સ્વીકારવું પરંતુ, ઈંડાં કે જીવજંતુ વિનાનું[7] સ્વીકારવું તે પણ જોઈએ તેથી મોટું હોય તો ન સ્વીકારવું જોઈએ તેવું નાનું હોય તો પણ દાતા તેને પાછું લેવા ના પાડતો હોય તો ન સ્વીકારવું દાતા તેને પાછું લેવા કબૂલ થતો હોય તો પણ તે બહુ શિથિલ કે હાલી ગયેલું હોય તો

૧ જુઓ પા ૯૮ નો ૨

૨ ઉતરો આપનાર જ ભિક્ષુને ભિક્ષા આપવાનો પણ આગ્રહ કરે, અને ભિક્ષુ તે સ્વીકારી શકે નહિ એટલે તેનું મન દુભાય

૩ पाहुडिआ (दान धैं कल्पिता वसति)।

૪ उक्खित्तपुव्वा णिक्खित्तपुव्वा, परिभाइयपुव्वा परिभुत्तपुव्वा, परिट्ठावियपुव्वा।

૫ અલબત્ત તેમ કરવામાં કાંઈ બીજો ઇરાદો મનમાં ન હોવો જોઈએ

૬ મૂળમાં 'સંસ્તારક' શબ્દ છે પણ તેમાં પાટ પાટિયું બધું આવી જાય

૭ મૂળ અ ૫ ઈંડા કે જીવજંતુવાળું

તેને ન સ્વીકારવું; પરંતુ દૃઢ તથા મજબૂત હોય તો જ સ્વીકારવું. [૩/૧૩-૭]

અત્યાર સુધી વર્ણવેલા દોષો ત્યાગ્યા પછી ભિક્ષુએ પાથરણું માગવાના ચાર નિયમો[૧] જાણવા જોઈએ, અને તેમાંથી કોઈ એકને અનુસરવો જોઈએ.

૧. ભિક્ષુએ ઘાસ, દાભ કે પરાળ આદિનાં પાથરણાંમાંથી કોઈ પણ એકનું નામ લઈને જ ગૃહસ્થ પાસેથી પાથરણું માગવું; જેમકે: - તૃણનું, દાભનું, ઘાસનું, પરાળનું, વાંસની ચીપોનું કે પીપળા વગેરેનાં પાટિયાંનું[૨]; એમાંનું કોઈ નક્કી કરેલું પાથરણું પોતે માગે કે બીજો આપે તો લે, એ પહેલો નિયમ. [૩/૧૮]

૨. ઉપર જણાવેલાંમાંનું નક્કી કરેલું કોઈ પાથરણું ગૃહસ્થને ઘેર દેખીને માગે અથવા તે આપે તો લે, એ બીજો નિયમ. [૩/૧૯]

૩. જેને ઘેર ઉતારો કર્યો હોય, તેની પાસે ઉપર જણાવેલામાંથી કોઈ પાથરણું મળી આવે તો લે; નહીં તો, ઉભડક કે પલાંઠી વગેરે વાળીને બેસી રહી, આખી રાત વિતાવે, એ ત્રીજો નિયમ. [૩/૨૦]

૪. જેને ત્યાં ઉતારો કર્યો હોય તેને ત્યાં સૂવા લાયક પથ્થર કે લાકડાની છાટ[૩] તૈયાર પડેલી જ મળી આવે, તો તેના ઉપર સૂવે; નહિ તો ઉભડક કે પલાંઠી વગેરે વાળીને બેસી રહી, આખી રાત વિતાવે એ ચોથો નિયમ.

---

૧. મૂળમાં 'પ્રતિમાઓ' શબ્દ છે.

૨ મૂળમાં નીચે પ્રમાણે નામો છે. ઈક્કડ (ઘાસ)નું, વાંસની ચીપોનું (કઢિણ), જંતુક (ઘાસ)નું, પરગ (ઘાસ)નું, મોરપીછનું, તૃણનું, દાભનું, કૂર્ચકનું, પવંગ (શેરડી જેવાં પર્વવાળા તૃણ)નું, પીપળા (વગેરેના લાકડાં કે પાન)નું, કે પરાળનું.

૩. મૂળમાં પૃથ્વીશિલા તથા કાષ્ઠશિલા શબ્દ છે. 'તે જે છાલાદિકને વિષે આદિવાં જડિયાં હુઈ, તેહવા સંથારા પાથર્યા જ લહિસ્યું તો સંથારો કરિસ્યું.' — ટબાકાર.

આ ચારમાંથી કોઈ પણ એક નિયમ લેનારે એમ કદી ન બોલવું કે, 'મેં જ ખરો નિયમ લીધો છે, અને બીજાઓએ ખોટો નિયમ લીધો છે.' પરંતુ એમ માનવું કે, બીજાઓ જે નિયમને અનુસરે છે અને હું પણ જે નિયમને અનુસરું છું, તે જિનની આજ્ઞા પ્રમાણે જ છે; અને દરેક પોતાનાથી શક્ય તેવો આચાર પાળી રહ્યો છે. [૩/૨૧]

**કેવી રીતે પથારી કરવી તથા સૂવું?**

મકાન શોધ્યા બાદ ભિક્ષુએ તે જગાને જોઈ-તપાસી તથા વાળી-ઝૂડી તેના ઉપર સાવધાનતાપૂર્વક આસન, પથારી કે બેઠક કરવાં. તે પથારી પણ નિર્જીવ છે કે નહીં, તે જોઈ-તપાસી લેવું. [૧/૩]

પથારી માટે જગા શોધતી વખતે આચાર્ય, ઉપાધ્યાય વગેરે તથા બાળ,બીમાર કે મહેમાન વગેરે માટે રખાયેલી જગા છોડીને, બાકીની જગામાં — છેડે કે વચમાં, સરખી જગામાં કે વિષમ જગામાં, પવનવાળી જગામાં કે પવન વિનાની જગામાં, સાવધાનીથી પથારી કરવી. [૩/૨૪]

સાધુએ સૂતા પહેલાં મળમૂત્રની જગા જાણી લેવી. નહિ તો, રાતમાં મોડાવહેલો મળમૂત્ર ત્યાગવા જતાં તે પડે-આખડે અને હાથ-પગ ભાંગે કે જીવોની હિંસા કરે. [૩/૨૩]

સૂતા પહેલાં ભિક્ષુએ માથાથી પગ લગીના શરીરને લૂછી નાખી સાવધાનતાપૂર્વક સૂવું. [૩/૨૫]

ઘણા જણ એક જગાએ સૂતા હોય, તો બીજા કોઈને હાથ, પગ કે શરીર અડે નહીં તે રીતે સૂવું; તથા સૂતા બાદ (જોરથી) શ્વાસોચ્છ્વાસ લેતી વખતે, છીંકતી વખતે, બગાસું ખાતી વખતે, ઓડકાર ખાતી વખતે,[૧] કે વાછૂટ કરતી વખતે મોં કે ગુદા હાથથી ઢાંકીને સાવધાનતાપૂર્વક તે તે ક્રિયા કરવી. [૩/૨૬-૭]

મકાનમાં બીજા ઘણા સૂતા હોય, અને ઘર નાનું, નીચું કે નીચાં બારણાંવાળું તથા ભીડવાળું હોય; તો તેવા મકાનમાં રાત

---

૧. उड्डोय वा।

દરમ્યાન કે ભોંઠાવેલા નીકળતી કે પેસતી વખતે, હાથ આગળ કરીને પછી પગ મૂકીને[1] સાવધાનતાપૂર્વક પેસવું કે નીકળવું. કારણ રસ્તામાં શ્રમણાદિનાં છત્ર, પાત્ર, દંડ, લાઠી, કમંડળ[2], વસ્ત્ર, પડદા[3], ચામડાં, પગરખાં[4] કે ચામડાં કાપવાનાં હથિયારો આમ તેમ રખડતાં પડ્યાં હોય; તેથી, બેદરકારીથી ચાલવા જતાં સાધુ ત્યાં પડી-આખડી હાથ-પગ ભાંગે કે જીવજંતુની હિંસા કરે. [૩/૨]

**પાથરણું કેવી રીતે પાછું આપવું ?**

માગેલું પાથરણું ગૃહસ્થને પાછું આપવું હોય, તો ઈંડાં કે જીવજંતુવાળું પાછું ન આપવું; પણ ઈંડાં કે જીવજંતુવિનાનું, જોઈ-તપાસી તથા સાફ કરીને આપવું. [૩/૨૨]

**સમતા**

ભિક્ષુને સૂવા માટે કોઈ વાર સરખી જગા મળે, તો કોઈ વાર ખરબચડી મળે; કોઈ વખત પવનવાળી મળે, તો કોઈ વખત પવન વિનાની મળે; કોઈ વખત કચરાવાળી મળે, તો કોઈ વખત સાફ મળે; કોઈ વખત ડાંસમચ્છરના ઉપદ્રવ વાળી મળે, તો કોઈ વખત તેવા ઉપદ્રવ વિનાની મળે; કોઈ વખત પડેલ ખડેલ મળે, તો કોઈ વખત આબાદ મળે; કોઈ વખત ભયપૂર્ણ મળે, તો કોઈ વખત નિર્ભય મળે; તોપણ, મુનિએ તે દરેક જગાને સમતાપૂર્વક સ્વીકારવી; પરંતુ, ખિન્ન કે હર્ષિત ન થવું. મુનિના આચારની એ જ સંપૂર્ણતા છે કે, તે બધી બાબતોમાં રાગદ્વેષરહિત તથા પોતાના કલ્યાણમાં તત્પર રહીને, સાવધાનતાપૂર્વક વર્તે. [૩/૨૮]

---

૧. पुराहत्थेण पच्छा पएण । ૨. भिसिया (कमंडलु) । ૩. चिलिमिली (यवनिका)। ૪. મૂળમાં તો चम्मकोसए (चर्मिते) છે.

## ૩

# મુસાફરી[1]

ભિક્ષુ અથવા ભિક્ષુણી એમ જાણે, કે હવે વર્ષાઋતુ આવી ચૂકી છે, તથા સારી પેઠે વરસાદ વરસવાથી ઘણાં જીવજંતુ ઉત્પન્ન થયાં છે, ઘણા અંકુર ફૂટી નીકળ્યા છે, તથા રસ્તાઓ ઘણાં જીવજંતુ, વનસ્પતિ વગેરેથી ભરપૂર થઈ ગયા છે, અને જવર અવર બંધ પડવાથી ઘાસમા દેખાય તેવા પણ રહ્યા નથી; તો તેણે ગામેગામ ફરવાનું બંધ કરવું, અને સંયમપૂર્વક કોઈ ઠેકાણે ચાતુર્માસ[2] કરીને રહેવું. [૧/૧]

જે ગામ કે શહેરમાં મોટી સ્વાધ્યાયભૂમિ[3] ન હોય; ખરચુ-પાણી જવાની-સવડ પડતી જગા ન હોય,[4] સૂવા માટેનુ પાટિયુ, પીઠ ટેકવવાનુ પાટિયુ, પાથરણુ, રહેઠાણુ અને નિર્દોષ[5] તથા સ્વીકારવા યોગ્ય ભિક્ષાન્ન સુલભ ન હોય; તથા જ્યાં ઘણા શ્રમણ-બ્રાહ્મણ, ભિખારી વગેરે આવ્યા હોવાથી, અથવા આવવાના હોવાથી, બહુ ભીડ થવાને કારણે જવર-અવર, સ્વાધ્યાય, ધ્યાન વગેરેમા અડચણ પડે તેમ હોય, તેવા ગામ કે શહેરમા ભિક્ષુએ ચાતુર્માસ ન રહેવુ. પરંતુ જ્યાં તેવું ન હોય, ત્યા સંભાળપૂર્વક ચાતુર્માસ કરીને રહેવુ. [ ૧/૨-૩ ]

---

૧. મૂળઃ इर्या। સાધુ એક જગાએ સ્થિર ન રહી શકે, તે એક ગામથી બીજે ગામ ફરતો રહે અન્ય ઋતુમા કારણસર વધારેમા વધારે એક માસ અને વર્ષાઋતુમા ચાર માસ તે એક જગાએ સ્થિર રહી શકે.

૨ મૂળમા 'વાસાવાસ'-વર્ષાવાસ શબ્દ છે

૩. મૂળ' विहारभूमि। શાસ્ત્રાદિકનુ વાચન-મનન કરવા માટે એકાંત જગા

૪ મૂળમા 'વિયારભૂમિ'-વિચારભૂમિ શબ્દ છે, बहिर्गमनभूमि — ટીકા.

૫ फासुए उन्छे अहेसणिज्जे।

વર્ષાઋતુના ચાર માસ પૂરા થઈ જાય અને હેમંત ઋતુના પણ પાંચદશ દિવસ[1] વીતી જાય; છતાં, જો રસ્તાઓ હજુ બહુ જીવજંતુ તથા ઘાસ વગેરેવાળા હોય, અને શ્રમણ-બ્રાહ્મણ વગેરે લોકોની આવજા શરૂ ન થઈ હોય, તો ભિક્ષુએ ગામેગામ ફરવાનું શરૂ ન કરવું; પરંતુ રસ્તાઓ ઉપર જીવજંતુ, ઘાસ વગેરે ઓછાં થઈ જાય અને શ્રમણાદિની આવ-જા શરૂ થઈ જાય, ત્યાર બાદ સાવધાનીથી એક ગામથી બીજે ગામ ફરવાનું શરૂ કરવું. [૧/૪-૫]

### ગામેગામ કેવી રીતે ફરવું?

ભિક્ષુએ ચાલતી વખતે પોતાની આગળ ચાર હાથ[2] જેટલી જમીન ઉપર નજર રાખીને ચાલવું. રસ્તામાં જીવજંતુ ફરતું દેખીને, પગને આગળથી કે પાછળથી કે આડો અવળો ઊંચો કરીને ચાલવું. જીવજંતુ વગેરે વિનાનો રસ્તો મળતો હોય, તો લાંબો હોય તોપણ તે રસ્તે જવું; પરંતુ, જીવજંતુ, બીજ, હરિયાળી, પાણી, સજીવ માટી[3] વગેરેવાળા ટૂંકે રસ્તે ન જવું. [૧/૬]

ભિક્ષુએ બીજે ગામ જતી વખતે માર્ગમાં ગૃહસ્થો કે બીજાઓ સાથે બકબકારો કરતા ન ચાલવું. રસ્તામાં સામા વટેમાર્ગુ મળે અને પૂછે કે, 'આ ગામ કે શહેર કેવડું છે; ત્યાં કેટલા ઘોડા, હાથી, ભિખારી કે મનુષ્યો રહે છે; ત્યાં ભાતપાણી, માણસ, ધાન્ય વગેરે થોડાં છે કે ઘણાં છે;' – તો તેનો ભિક્ષુએ કાંઈ જવાબ ન આપવો; તેમજ જાતે પણ તેમને તેવું કાંઈ પૂછવું નહિ. [૨/૮,૧૭]

બીજે ગામ જતાં સાથે આચાર્ય, ઉપાધ્યાય કે પોતાનાથી અધિક ગુણવાળા સાધુ[4] હોય, તો તેમના હાથપગ સાથે પોતાના હાથપગ અથડાય નહીં તેવી રીતે સંભાળપૂર્વક ચાલવું; અને

---

१. रायकप्पे।

२. 'जुगमात्रं' — चतुर्हस्तप्रमाण-टीका.

३. मट्टिया अविद्धत्थे – નિર્જીવ ન બનેલી માટી

४. अहारातिणिय ।

રસ્તામાં વટેમાર્ગુઓ મળે અને પૂછે કે, 'તમે કોણ છો, ક્યાંથી આવો છો કે ક્યાં જાઓ છો?' — તો તેનો જવાબ પોતે ન આપતાં આચાર્યાદિકને આપવા દેવો; અને તેઓ જવાબ આપતા હોય ત્યારે વચ્ચે ન બોલવું. [૩/૪-૭]

માર્ગમાં કોઈ વટેમાર્ગુ સામો મળે અને પૂછે કે, 'રસ્તામાં તમે અમુક મનુષ્ય, પ્રાણી કે પંખી જોયું છે; કે અમુક કંદ, મૂળ, વનસ્પતિ, અગ્નિ, પાણી કે ધાન્ય જોયું છે; જો જોયું હોય તો કહો અને બતાવો' — તો તેને કાંઈ ન કહેવું કે બતાવવું. તેના પ્રશ્નની ચૂપ રહી ઉપેક્ષા જ કરવી. અને જાણવા છતાં, 'હું જાણું છું' એમ પણ કહેવા ન જવું. એ જ પ્રમાણે કોઈ પડાવ નાંખીને પડેલાં લશ્કરની બાબતમાં પૂછે, અથવા હવે કયું ગામ આવશે એમ પૂછે, કે અમુક ગામ જવાનો રસ્તો કેટલો લાંબો છે એવું પૂછે, તો તે બધા પ્રશ્નોની બાબતમાં પણ એ પ્રમાણે જ સમજવું. [૩/૮-૧૨]

માર્ગમાં, કાદવથી ખરડાયેલા પગ સાફ થાય તે ઇરાદે, પગરવટથી આઘાપાછા થઈ ઘાસ કે લીલોતરી તોડતા, દબાવતા કે કચરતા ન ચાલવું; પરંતુ, પહેલેથી તપાસી રાખેલા તથા થોડી લીલોતરીવાળા ભાગમાં જ સંભાળપૂર્વક ચાલવું. [૨/૧૩]

માર્ગમાં કિલ્લા, ખાઈ, કોટ, દરવાજા, આગળા, ખાડી, ગુફાઓ વગેરે[1] ઓળંગવાનાં આવતાં હોય, તો બીજો રસ્તો હોય ત્યાં સુધી તેવે ટૂંકે રસ્તે પણ ન જવું; બીજો રસ્તો ન હોવાથી ત્યાં થઈને જ જવું પડે, તો ઝાડ, ગુચ્છા, ગુલ્મ, લતા, વેલા, તૃણ, ઝાડવાં કે તેવી કોઈ પણ વનસ્પતિ પકડીને ઊતરવું; અથવા કોઈ વટેમાર્ગુ જતો હોય તો તેના હાથની મદદ માગવી. અને એ રીતે સંભાળપૂર્વક ઊતરીને આગળ ચાલવું. [૨/૧૪-૫]

---

૧.-वप्पाणि, वा फलिहाणि वा पागाराणि वा तोरणाणि वा अग्गलाणि वा अग्गलपासगाणि वा गड्डाओ वा दरीओ वा ।

માર્ગમાં ધાન્ય,[1] ગાડાં, રથ, તથા દેશના કે પરદેશના સૈન્યનો પડાવ દેખીને, બીજો રસ્તો હોય તો લાંબા ટૂંકે રસ્તે પણ ન જવું. બીજો રસ્તો ન હોવાથી ત્યાં થઈને જ જવું પડે, અને સૈન્યનો કોઈ માણસ આવીને કહે કે, 'આ તો જાસુસ છે, માટે તેને પકડીને ખેંચી ચાલો;' તો તેવે વખતે વ્યાકુળ થયા વિના, તથા મનને ઉદાર જવા દીધા વિના, પોતાની જાતને એકાગ્ર કરી, સમાહિત કરવી. [૨/૬૬]

જે માર્ગમાં સરહદ ઉપરનાં વિવિધ પ્રકારનાં ચોરોનાં, મ્લેચ્છોનાં[2] તથા અનાર્યો[3] વગેરેનાં સ્થાનો આવતાં હોય, કે જ્યાંના લોકોને ધર્મભાન કરાવવું મુશ્કેલ અને અશક્ય છે, તથા જે લોકો અકાળે ખાવાપીવા તથા સુવા વગેરેનો વ્યવહાર કરે છે — તે માર્ગે બીજાં સારાં સ્થળો અને પ્રદેશો હોવા છતાં વિચરવા ન જવું. તે જ પ્રમાણે જે માર્ગે રાજા વિનાનાં, કે ગણુસત્તાક કે નાની વયના રાજાવાળાં કે બે રાજાવાળાં કે કોઈ પણ જાતના રાજ્ય વિનાનાં કે અરસપરસ વિરોધવાળાં સ્થળ આવતાં હોય, તે માર્ગે પણ ન જવું. કારણ કે, ત્યાંના મૂર્ખ લોકો તેને ચોર, જાસુસ કે સામા પક્ષનો માણસ ધારી મારે, ધમકાવે કે તેનાં વસ્ત્રાદિ ઝૂંટવી લે કે તોડીફાડી નાખે. [૧/૮-૧૦]

જે માર્ગે જતાં લાંબો વગડાઉ રસ્તો[4] પાર કરવાનો હોય, — જે એક દિવસે, બે દિવસે, કે ત્રણ, ચાર કે પાંચ દિવસે પણ પાર કરાય કે ન કરાય — તેવે માર્ગે બીજા સારા પ્રદેશો હોવા છતાં ન જવું; કારણ કે, અધવચ્ચ વરસાદ આવી પડે, તો રસ્તો જીવજંતુ,

---

૧. जवसाणि (–गोधूमादि धान्यानि)।

૨. બર્બર, શબર, પુલિન્દ આદિ મ્લેચ્છો–ટીકા૦.

૩. આર્ય-અનાર્યની જૈન કલ્પના માટે જુઓ 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' પા. ૨૦૫.

૪ विहं । अनेकाहगमनीयः पंथाः –टीका.

હરિયાળી કે પાણીવાળો થઈ જાય અને જમીન પણ ભીની, સજીવ થઈ જાય. [૧/૨૧-૨]

માર્ગે ચાલતાં, કિલ્લા, ખાઈ, કોટ, ગુફા, પર્વત ઉપરનાં ઘરો (કૂટાગાર), ભોંયરાંઓ, વૃક્ષગૃહો, પર્વતગૃહો, ચૈત્યવૃક્ષ, સ્તૂપ, મુસાફરખાનાં કે ઉદ્યાનગૃહો વગેરે આવાસો અને ભવનો હાથ ઊંચો કરીને, આંગળી કરીને કે ઊંચાનીચા થઈને જોવાં નહિ; પણ સાવધાનીથી સીધે માર્ગે ચાલ્યા જવું. તે જ પ્રમાણે જળાશયો[૧] વગેરેની બાબતમાં પણ સમજવું. કારણ કે, તેમ કરવાથી ત્યાં જે પશુપંખી વગેરે સ્થળચર, ખેચર કે જળચર પ્રાણીઓ હોય, તે ' આ શ્રમણ અમને વારે છે,' એમ માની, ત્રાસ પામી, નાહક વાડ વગેરે સંતાવાની જગા તરફ દોડે. [૩/૧ ૩]

માર્ગમાં વકરેલો આખલો, સિંહ, વાઘ કે દીપડો વગેરે દેખીને તેમનાથી બી જઈ, માર્ગ છોડી ઉન્માર્ગે ન જવું; કે વન, ગહન તથા બીજી દુર્ગમ જગામાં ન પેસી જવું; કે ઝાડ ઉપર ન ચઢી જવું, કે ઊંડા પાણીમાં કૂદી ન પડવું; કે વાડ, હથિયાર કે તેવું બીજુ કોઈ શરણ ન ઈચ્છવું. પરંતુ, જરા પણ ગભરાયા વિના, સ્વસ્થ રીતે સંયમપૂર્વક ચાલ્યા જવું. તે જ પ્રમાણે માર્ગમાં લૂટારુઓનું ટોળું છે એમ જાણવા છતાં બીજા લાંબા માર્ગે ભયથી જવા ન ઇચ્છવું. તે લૂંટારુઓ પાસે આવી, કપડાં વગેરે માગે કે કાઢી આપવાનું કહે, તો તેમ ન કરવું. તેઓ, 'જાતે ઝૂંટવી લેવા પડશે' એમ માની, જાતે ઉતારી લે; તો પછી તેમને નમસ્કાર, અંજલિ કે કાલાવાલા

૧. મૂળમાં આઠા (वच्छाणि), ચરા (दविवाणि), ધરા (णूमाणि), નદી વચ્ચેના બેટ (वलयाणि), રણ (गहणाणि) અરણ્ય, પર્વત, કૂવા (अगड), તળાવ, ધરા, નદી, વાપી, પુષ્કરિણી, દીર્ઘિકા (રમવા તરવા કરેલી), ગુંજાલિકા (ઊંડું, ગંભીર, કુટિલ તથા બાંધેલું નહીં તેવું જલાશય), સરોવરો અને સરોવરોની પંક્તિઓ છે.

કરી તે બધું પાછું ન માગવું; પરંતુ, ધર્મકથનપૂર્વક માગવું અથવા ચુપચુપ ઉપેક્ષા કરવી. વળી, ચોરોએ તેને જે કાંઈ મારઝૂડ કરી હોય, તે ગામમાં કે રાજદરબારમાં ન ફેલાવવી; તથા કોઈને એમ ન કહેવું કે, 'હે આયુષ્મન્! આ ચોરોએ મને આમ કર્યું'; તથા મનમાં એવો સંકલ્પ પણ ન કરવો. પરંતુ વ્યાકુળ થયા વિના, સ્વસ્થ ચિત્તે સાવધાનીથી ચાલ્યા જવું [૩/૧૩-૬]

## પાણીમાં કેવી રીતે ઊતરવું ?

એક ગામથી બીજે ગામ જતાં માર્ગમાં કેડ બરાબર પાણી આવતું હોય, તો પહેલાં પગથી માથા સુધીનું શરીર જીવજંતુ તપાસી સાફ કરવું; પછી એક પગ પાણીમાં અને બીજો પગ બહાર — એ પ્રમાણે[1] સંભાળપૂર્વક, પોતાના હાથપગ બીજાના હાથપગ સાથે અથડાય નહીં તેમ, રૂડી રીતે પસાર થવું. [૨/૯-૧૦]

પાણીમાંથી પસાર થતી વખતે શરીરને ઠંડક માટે કે દાહ મટાડવા, ઊંડા પાણીમાં જઈ ઝબકોળવું નહિ; પણ સમાન પાણીમાં થઈને જ ચાલ્યા જવું. સામે કાંઠે પહોંચીને, શરીર ભીનું હોય ત્યાં સુધી કિનારે જ થોભી જવું. ભીના શરીરને કોરું કરવા લૂછવું, ઘસવું કે તપાવવું નહિ; પણ જ્યારે સ્વાભાવિક રીતે ભીનાશ ઊડી જાય, ત્યારે શરીરને લૂછી કરી આગળ ચાલવું. [૨/૧૧-૨]

## નાવમાં કેવી રીતે જવું ?

માર્ગમાં નાવ વડે પાર કરાય તેટલું પાણી[2] આવે, તો ગૃહસ્થે ભિક્ષુને પોતાને માટે જ ખરીદી હોય, ઊછીની આણી હોય, અદલબદલ કરી હોય, યા સ્થળ ઉપરથી જળમાં આણી હોય, અથવા જળમાંથી સ્થળ ઉપર આણી હોય, ભરેલી ખાલી કરાવી હોય, કે

1. ટીકાના કહ્યા પ્રમાણે, એક પગ પાણીમાં મૂકી બીજો પગ ઊંચો કરવો — પાણીમાં જ બંને પગ પુગરતા ન જવું.

2. नावासंतारिमं उदयं ।

કાદવમાં ખૂંચેલી ઉપર કઢાવી હોય — તેવી નાવમાં[1] તેણે થોડે દૂર જવા કે લાંબો માર્ગ કાપવા પણ કદી ન બેસવું; પરંતુ, જે નાવ ગૃહસ્થોએ પોતે સામે પાર જવા તૈયાર કરી હોય, તે નાવને તેવી જાણી, ભિક્ષુએ તે ગૃહસ્થોની પરવાનગી લીધા બાદ એકાંતમાં ચાલ્યા જવું; અને પોતાનાં વસ્ત્રપાત્રાદિ તપાસી લઈ, તથા તેમને એક બાજુ મૂકી, માથાથી પગ સુધીના શરીરને લૂછી સાફ કરવું; પછી, (સામે પાર પહોંચાય ત્યાં સુધી) ખાનપાનનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા[2] લેવી, અને એક પગ પાણીમાં તથા બીજો પગ બહાર, એમ સંભાળપૂર્વક વહાણ ઉપર ચડવું. [૧/૧૩-૪]

નાવ ઉપર ચડતી વેળા તે આગલા ભાગ ઉપર જઈને ન બેસે, છેડે પણ ન બેસે, કે મધ્યે પણ ન બેસે. તથા વહાણનાં પડખાં પકડી, આંગળી કરી, કે ઊંચો નીચો થઈ, અંદર કશું જોજો ન કરે. નાવવાળો જો તેને આવીને કહે કે, 'હે આયુષ્મન્, તું આ વહાણને આમ ખેંચ કે ધકેલ, કે આ વસ્તુ તેમાં નાખ, કે તેને દોરડું પકડી ખેંચ; તો તેણે તેના તરફ ધ્યાન ન આપવું, પણ ચૂપ રહેવું. પેલો એમ કહે કે, 'તારાથી એમ ન થઈ શકે, તો અમને નાવમાંથી દોરડું કાઢી આપ, જેથી અમે ખેંચીએ;' તો પણ તેણે કાંઈ ન કરવું. પેલો એમ કહે કે, 'તું નાવને હલેસું, ચાટવો, વાંસ, કે વળો લઈને[3] ચલાવ;' તો પણ તેણે કાંઈ ન કરવું. પેલો એમ કહે કે, 'તું નાવમાં ભરાતા પાણીને હાથ, પગ, વાસણ

---

૧. 'ઉપરવટ જતી, નીચે વહેણે જતી, કે તીરછી જતી,' એવાં નાવનાં વિશેષણ મૂળમાં વધુ છે; તથા 'જોજન સુધી, અર્ધ જોજન સુધી, થોડો યા વધુ માર્ગ કાપવા માટે પણ', એવાં માર્ગનાં વિશેષણ વધુ છે.

૨. મુદ્દો એવો હોય છે કે, સામે પાર જીવતો પહોંચે, તો એ પ્રતિજ્ઞા મટી જાય; પણ અધવચ ડૂબી જાય, તો મરતા પહેલા અનશન સ્વીકાર્યાનું ફળ મળે. મૂળમાં તેને માટે સાગારિક ભક્તપ્રત્યાખ્યાન શબ્દ છે.

૩. મૂળમાં 'અવલ્લઅ' નામના નાવ હંકારવાના સાધનનું નામ વધારે છે.

કે પાત્ર વગેરે[1]થી ઉલેચ;' તો પણ તેણે કાંઈ ન કરવું. પછી એમ કહે કે, નાવના આ છિદ્રને તું તારા હાથ, પગ, વગેરે અવયવોથી, કે (નાવમાં રહેતા ઉલેચવાના સાધન વડે,[1] કે) વસ્ત્ર, માટી, કમળપત્ર કે કુરુવિંદ ઘાસ વડે ઢાંકી રાખ;' તો પણ તેણે કાંઈ ન કરવું. મુનિએ, છિદ્રમાં થઈને પાણી ભરાતું જોઈને, નાવિકને જઈને એમ ન કહેવું કે, 'આ પાણી ભરાય છે;' તેમજ પોતાના મનમાં પણ તે વાત ઘૂંટ્યા ન કરવી. પરંતુ વ્યાકુળ થયા વિના, તથા ચિત્તને બહાર જવા દીધા વિના, પોતાની જાતને એકાગ્ર કરી, સમાહિત કરવી. [૧/૧૫-૨૧]

વળી નાવમાં મુસાફરી કરતી વખતે નાવિક આવીને તેને બીજું કાંઈ કામ બતાવે, જેમ કે: આ છત્ર પકડ, કે અમુક શસ્ત્ર પકડ, કે આ છોકરા-છોકરીને દૂધ કે પાણી પીવરાવ,— તો તેની વાત તેણે કબૂલ ન કરવી. આથી ચિડાઈને કોઈ એમ કહે કે, 'આ તો નાવ ઉપર નકામો બોજો[2] જ છે, માટે એને પકડી પાણીમાં ફેંકી દો;' તો એ સાંભળી તે મુનિએ તરત વસ્ત્રો અલગ કરી લેવાં, અથવા માથે વીંટી લેવાં,[3] અને પેલા ક્રૂરકર્મી લોકો તેને હાથ વડે પકડી પાણીમાં નાખવા આવે, તો તેણે તેમને કહેવું કે, 'આયુષ્યમાન ગૃહસ્થ! મને હાથ પકડી ફેંકવાની કાંઈ જરૂર નથી. હું પોતે જ પાણીમાં ઊતરી પડીશ.' એમ કહેવા છતાં પેલા તેને પકડીને ફેંકી દે, તો પણ તેણે મન ન બગાડવું, કે તેમની સામા ન થવું; પરંતુ વ્યાકુળ થયા વિના, સાવધાનીથી તે પાણી તરી જવું. [૨/૧-૩]

ભિક્ષુ પાણીમાં તરતી વખતે હાથ પગ વગેરે અરસપરસ ન અફાળે, તેમ જ ડૂબકીઓ ન મારે; કારણ કે, તેમ કરવાથી પાણી નાક-કાનમાં પેસી નાહક વિનાશ પામે. મુનિ પાણીમાં તરતાં

---

1. णावाउस्सिंचणेण।
2. मंडभारिए।
3. उप्फेसं करेज्जा।

ચાલી જાય, તો તે પોતાનાં બધાં કે થોડાં વસ્ત્રાદિ ઉતારતાં ફરે; તેમનામાં ભીનાશ ન રહે. પછી જ્યારે કાંઈ પ્રયોગે, ત્યારે શરીર ભીનું હોય ત્યાં સુધી કિનારે જ બેસી રહે; તેને લૂછવા લૂછે, ઘસે કે તપાવે નહિ; પણ આપોઆપ તેની ભીનાશ સુકાઈ જાય, ત્યારે તેને લૂછી કરીને આગળ ચાલે. [૨/૪-૭]

ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે કે, તે બધી બાબતમાં હંમેશાં રાગદ્વેષરહિત તથા પોતાના કલ્યાણમાં તત્પર રહીને, સાવધાનતાપૂર્વક વર્તે.

## ૪ ·

## ભાષા

અહીં વર્ણવેલા વાણીના આચારો સાંભળીને ભિક્ષુએ જાણવું કે, નીચેના વાક્પ્રયોગો અનાચારરૂપ છે, તથા તેમને સત્પુરુષોએ આચાર્યાં નથી. તે જેવા કે: ક્રોધથી બોલવું, માનથી બોલવું, લોભથી બોલવું, જાણીબૂઝીને કઠોર બોલવું વગેરે. વિવેકી મુનિએ આ બધા દોષયુક્ત વાક્પ્રયોગોનો ત્યાગ કરવો. [૧/૧]

સાધુએ (જાણ્યા વિના કે ખાતરી કર્યા વિના) નિશ્ચયપૂર્વક નહિ બોલવું: જેમકે, આમ ચોક્કસ છે કે આમ ચોક્કસ નથી જ; (અમુક સાધુને) આહારપાણી મળશે જ કે નહિ મળે; તે ખાઈ લેશે જ, કે નહિ જ ખાઈ લે; અમુક આવ્યો છે જ કે નથી જ આવ્યો; આવે જ છે કે નથી જ આવતો; આવશે જ કે નહિ જ આવે. જરૂર પડ્યે, સાધુએ, વિચાર કરીને તથા ખાતરી કરીને જ નિશ્ચયપૂર્વક કાંઈ કહેવું. [૧/૨]

એકવચન, દ્વિવચન, બહુવચન, નારીજાતિ, નરજાતિ, નાન્યતર જાતિ, પહેલો પુરુષ, બીજો પુરુષ, ત્રીજો પુરુષ, કે બીજો ત્રીજો

મિશ્ર, કે ત્રીજો :બીજો મિશ્ર,[1] ભૂતકાળ, વર્તમાનકાળ, ભવિષ્યકાળ, પ્રત્યક્ષ અને પરોક્ષ,— એ સોળ પ્રકારમાંથી કોઈ પણ વાપરતી વખતે, વિચારપૂર્વક, ખાતરી કરીને, સાવધાનતાથી સંયમપૂર્વક તથા ઉપર જણાવેલા દોષોનો ત્યાગ કરીને બોલવું. [૧/૩].

ભિક્ષુએ નીચે પ્રમાણે વાણીના ચાર પ્રકારો જાણવા : સત્ય, અસત્ય, કંઈક સત્ય અને કંઈક અસત્ય, ન સત્ય કે ન અસત્ય.[2] આ ચારે પ્રકારની વાણીઓમાંથી જે કોઈ વાણી સદોષ, કર્મબંધન કરાવનાર, કર્કશ, કડવી, નિષ્ઠુર, કઠોર, અનર્થકારી, પ્રાણીઓનાં છેદન-ભેદન તથા તેમને ઉપદ્રવ-પરિતાપ કરાવનારી હોય, તે ચાહીને ન બોલવી. પરંતુ, જે વાણી સત્ય, સૂક્ષ્મ,[3] નહિ સત્ય કે નહિ અસત્ય, તથા ઉપર જણાવેલા દોષોથી રહિત હોય તે ચાહીને બોલવી. [૧/૪-૬]

---

૧. ટીકામાં 'અધ્યાત્મ'નો અર્થ પહેલો પુરુષ ન કરતાં, 'બીજું કહેવા જતાં મનની વાત નીકળી પડે તે'—એવો કર્યો છે. તથા 'ઉપનીત'નો અર્થ પ્રશંસાવચન કર્યો છે, અને 'અપનીત'નો અર્થ પ્રશંસાથી ઊલટું'—એવો કર્યો છે. તે જ પ્રમાણે મિશ્રનું પણ સમજવું.

૨. ચોથો પ્રકાર એ રોજના વ્યવહારમાં બોલાતી વાણીનો, એટલે કે, કોઈને બોલાવતી–આજ્ઞા કરતી વખતે વપરાતી વાણીનો છે. મૂળમાં આની પછી નીચેનાં વાક્ય છે: 'વાણીના આ ચાર પ્રકાર ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળના તીર્થંકરોએ કહ્યા છે, કહે છે અને કહેશે. એ ચારે પ્રકારની વાણીનાં પરમાણુઓ અચિત્ત, તથા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શયુક્ત, તથા વધઘટ અને વિવિધ પરિણામ પામનારાં છે, એમ પણ તીર્થંકરોએ કહ્યું છે. વાણી બોલતા પહેલાં અને બોલ્યા પછી વાણી નથી હોતી, પણ અ-વાણી હોય છે. આમ બોલાતી હોય તે જ વખતે તે વાણી કહેવાય છે.' સંભવ છે કે, શબ્દ નિત્ય છે એવું માનનાર વાદીઓને જવાબરૂપે એ ભાગ હોય.

૩. ઉપરથી અસત્ય દેખાતી પણ કુશાગ્રબુદ્ધિથી જોનારને સત્ય લાગતી.

ભિક્ષુ કોઈને બોલાવતો હોય, અને તે ન સાંભળે, તો તેને અવજ્ઞાપૂર્વક 'ચાંડાળ', 'કૂતરા', 'ચોર', 'છિનાળ', 'જૂઠા' વગેરે[1] સંબોધનથી ન ઉદ્દેશવો; તેમ જ તેનાં માતપિતાને પણ તેવાં વિશેષણ લગાડી તેને ન સંબોધવો; પરંતુ, 'હે અમુક' અથવા હે આયુષ્માન, હે શ્રાવક, હે ઉપાસક, હે ધાર્મિક, કે હે ધર્મપ્રિય, એમ કહીને સંબોધન કરવું. સ્ત્રીની બાબતમાં પણ એમ જ સમજવું. [૧/૮]

ભિક્ષુએ આકાશ, ગર્જના અને વીજળીને દેવ ન કહેવાં. તેમ જ દેવ વરસ્યો, કે દેવ વરસતો બંધ થયો, એમ પણ ન કહેવું. વળી, વરસાદ પડો યા ન પડો, ધાન્ય નીપજો યા ન નીપજો, રાત અજવાળી થાઓ યા ન થાઓ, સૂર્ય ઊગો યા ન ઊગો, રાજા જીતો યા ન જીતો — એમ પણ ન બોલવું. આકાશ વિષે કાંઈ કહેવાનું હોય તો તેને નભોદેવ કે એવું કાંઈ કહેવાને બદલે, અંતરિક્ષ[2] — એમ કહેવું. તેમજ, દેવ વરસ્યો એમ કહેવાને બદલે, વાદળ એકઠું થયું કે વરસ્યું એમ કહેવું. [૧/૧૨-૩]

મુનિ અથવા આર્યાએ કેટલાંક હીન રૂપ જોઈને તેમને તેવા જ ન કહેવાં. જેમકે સૂજેલા પગવાળાને હાથીપગો ન કહેવો; કે કોઢવાળાને કોઢિયો ન કહેવો વગેરે[3]. ટૂંકમાં, જે કહી બતાવવાથી સામો માણસ ગુસ્સે થાય, તેવી વાણી ચાહીને ન બોલવી. [૨/૧]

ભિક્ષુએ કેટલાક રૂડા રૂપ જોઈને તેમને તેવાં જ કહેવાં. જેમકે ઓજસ્વીને ઓજસ્વી, તેજસ્વીને તેજસ્વી, યશસ્વીને યશસ્વી, વગેરે.

---

૧. મૂળમા : હોલ, ગોલ, કુપક્ષ ( ખોટા માબાપનો ), ઘડદાસ ( પાણી ભરનાર નોકર ), દગાબાજ — એ વિશેષણો વધારે છે.

૨ મૂળમા 'गुज्झाणुचरिए' 'ગુહ્ય દેવોને વિચરવાનું સ્થાન' એ વિશેષણ વધારે છે.

૩ મૂળમાં મધુપ્રમેહ તથા તૂટેલા હાથ, પગ, નાક, કાન અને હોઠવાળાના દાખલા વધારે છે.

ટૂંકમાં, જે કહી બતાવવાથી સામો માણસ ગુસ્સે ન થાય, તે ચાહીને બોલવું. [૨/૨]

ભિક્ષુએ કોટ, કિલ્લો, ઘર વગેરે જોઈને એમ ન કહેવું કે આ સારું કરેલું છે, કે કલ્યાણકારી છે, કે કરવા જેવું છે. પરંતુ જરૂર પડે તો એમ કહેવું કે, એ હિંસાપૂર્વક બાંધેલું છે, દોષપૂર્વક બાંધેલું છે, કે પ્રયત્નપૂર્વક બાંધેલું છે. અથવા દેખાવડાને દેખાવડું કહેવું અને બેડોળને બેડોળ કહેવું. [૨/૩-૪]

તે જ પ્રમાણે તૈયાર કરેલાં ખાનપાનની બાબતમાં પણ સમજવું [૨/૫-૬]

ભિક્ષુએ કોઈ યુવાન તથા પુષ્ટ મનુષ્ય, આખલો, પાડો, મૃગ, પશુ કે પંખી વગેરે જોઈને એમ ન કહેવું કે, એ ભરાવદાર છે, કે ચરબીયુક્ત છે, કે ગોળમટોળ છે, કે કાપવા લાયક યા રાંધવા લાયક[૧] છે; પણ જરૂર પડયે એમ કહેવું કે, એનું શરીર વધેલું છે, કે ભરાયેલું છે; અથવા તેનો બાંધો મજબૂત છે; અથવા તે લોહીમાંસથી ભરેલો છે; અથવા તે પરિપૂર્ણ અવયવવાળો છે. [૨/૭-૮]

મુનિએ ગાયો વાછરડા વગેરેને જોઈને એમ ન કહેવું કે, તે દોહવા લાયક છે, કે પલોટવા લાયક છે, કે વાહને જોડવા લાયક છે; પણ એમ કહેવું કે, આ ગાય દૂઝણી છે, કે જુવાન છે; અથવા આ વાછરડો નાનો છે, કે મોટો છે. [૨/૯-૧૦]

મુનિએ બાગ, પર્વત કે વનમાં મોટાં ઝાડ જોઈને એમ ન કહેવું કે, આ મહેલ બનાવવાના કામનાં છે; કે ઘર, પાટ, આગળા, હળ, વાહન કે તેવી કોઈ વસ્તુ[૨] બનાવવાને કામનાં છે. પણ એમ

---

૧. पाइम।

૨. મૂળમાં આટલાં નામ છે.:- णावा०(નાવ), उदंग०(પાણીમાં તરવાનું સાધન), दोणि०(મછવો), पीढ०(સૂવાનું પાટિયું), चंगवेर(કાષ્ઠપાત્ર), णगल(હળ), कुलिय(હળવિશેષ), जंतलट्ठि(ગાડાની ધોંસ વગેરે), णाभि(પૈડાની નાભિ), गंडी(કૂંડી), आसण(આસન), सयण(શયન), जाण(વાહન), उवस्सय(ઉપાશ્રય).

કહેવું કે, તે જાતવાન છે, ઊંચાં છે, મોટાં છે, બહુશાખાવાળાં છે,[1] બેડોળ છે, કે સુંદર છે. [૨/૧૧-૨]

એ જ પ્રમાણે, વૃક્ષોને ફળ બેઠેલાં જોઈને એમ ન કહેવું કે, આ ફળ પાકાં છે, કે પકવીને ખાવા જેવાં છે, કે હમણાં જ ખાવા જેવાં છે, કે કુમળાં[2] છે, કે કંકડા કરવા લાયક[3] છે. પણ બહુ ફળવાળાં વૃક્ષ દેખીને એમ કહેવું કે, ફળના ભારથી આ બહુ લચી ગયાં છે, કે તેમને ઘણાં ફળ બેઠાં છે, કે ફળોનું રૂપ બંધાયું છે. [૨/૧૩-૪]

મુનિએ ખેતરોમાં ઊભેલું ધાન્ય પાકેલું દેખી એમ ન કહેવું કે, તે પાકી ગયું છે, કે લીલું છે, કે ઝગારા મારે છે, કે લણવા યોગ્ય છે, કે પોંક પાડવા યોગ્ય છે. પણ એમ કહેવું કે, તે ઊગ્યું છે, કે વધ્યું છે, કે કઠણ થયું છે, કે રસયુક્ત છે, કે દાણા બેઠા છે કે ભરાયા છે.[4] [૨/૧૫-૧૬]

ભિક્ષુએ વિવિધ શબ્દો સાંભળીને એમ ન કહેવું કે, આ સારો યા ખોટો છે. પણ સ્વરૂપ બતાવવા પૂરતો સુશબ્દને સુશબ્દ કહેવો અને દુ:શબ્દને દુઃશબ્દ કહેવો. તે જ પ્રમાણે રૂપ, ગંધ, અને રસની બાબતમાં પણ સમજવું. [૨/૧૭-૮]

ભિક્ષુએ ક્રોધ, માન, માયા અને લોભનો ત્યાગ કરી, વિચારપૂર્વક, ખાતરીયુક્ત બોલનારા થવું; સાંભળવા પ્રમાણે કહેનારા થવું; તથા ઉતાવળા થયા વિના, વિવેક કરીને, સમભાવપૂર્વક, સાવધાનીથી બોલનારા થવું [૨/૧૯]

ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે કે, તે બધી બાબતમાં હમેશાં રાગદ્વેષરહિત તથા પોતાના કલ્યાણમાં તત્પર રહીને, સાવધાનતાપૂર્વક વર્તે.

---

૧. पयायमाला, विडिमसाला।
२. टाला (कोमलानि – टीका०)
३. वेहिया (द्विधाकर्तुं योग्यानि – टीका०).
४ रूढा, बहुसम्भूता, थिरा, ऊसढा, गब्भिया, पसूता, ससारा।

## ૫

## વસ્ત્ર

ભિક્ષુ કે ભિક્ષુણીને વસ્ત્રની જરૂર પડે, તો તેણે ઊન, રેશમ, શણ, તાડપત્રાદિ, કપાસ કે તૂલનાં બનેલાં[1] કપડાં માગવાં. જે મુનિ તરુણ, યુવાન બળવાન, નીરોગી, અને મજબૂત બાંધાનો હોય, તે એક જ વસ્ત્ર પહેરે; બે નહિ. અને જે સાધ્વી હોય તે ચાર વસ્ત્ર[2] પહેરે: એક બે હાથનું, બે ત્રણ હાથનાં અને એક ચાર હાથનું. એટલી લંબાઈનાં સળંગ ન મળે, તો સાંધીને[3] કરે. [૧/૧]

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ વસ્ત્ર માગવા માટે બે ગાઉથી વધારે દૂર જવાની ઇચ્છા ન કરવી. [૧/૨]

જે વસ્ત્ર ગૃહસ્થે એક કે અનેક સ્વધર્મી (જૈન) ભિક્ષુ કે ભિક્ષુણીને ઉદ્દેશીને કે અમુક ગણતરીબંધ શ્રમણ બ્રાહ્મણ વગેરેને ઉદ્દેશીને ભૂતપ્રાણોની હિંસા કરીને તૈયાર કર્યું હોય, ખરીદ્યું હોય કે ઊછીનું આણ્યું હોય[4]. . . . તે વસ્ત્રને સદોષ જાણી ભિક્ષુએ ન સ્વીકારવું. [૧/૨]

વળી, જે વસ્ત્ર અમુક ગણતરીબંધ નહિ, પણ સમે તે શ્રમણ બ્રાહ્મણ વગેરે માટે ઉપર પ્રમાણે તૈયાર કરવામાં આવ્યું હોય, પણ તે હજુ બીજાએ પોતાનું ગણી વાપર્યું ન હોય, તો તે વસ્ત્ર પણ સદોષ જાણી ભિક્ષુએ ન સ્વીકારવું. પણ જે વસ્ત્ર

---

૧. जंगिय, भंगिय, साणयं, पोत्तय, खोमियं, तूलकडं।

૨. संघाडीओ। ૩. संसीविज्जा।

૪ 'ઝૂંટવી આણ્યું હોય, (સહિયારી માલકીનું હોઈ, બધાની) રજા વિના મેળવ્યું હોય, કે મુનિને સામે જઈને નિવેદિત કર્યું હોય'— વગેરે વિશેષણો પિંડૈષણા (પાં. ૮૨, ૧/૧૧-૨) પ્રમાણે જ સમજવાં. દરેક માગવાની વસ્તુ માટે આ તથા પછીનો નિયમ સામાન્ય હોય છે.

બીજાએ પોતાનું ગણી વાપર્યું હોય, તેને નિર્દોષ જાણી સ્વીકારવું. [૧/૨]

તે જ પ્રમાણે, જે વસ્ત્ર ગૃહસ્થે ભિક્ષુ માટે ખરીદ્યું હોય, ધોયું હોય, રંગ્યુ હોય, સુગંધી દ્રવ્યો અને ક્વાથોમાં ઘસી મસળીને સાફ કર્યું હોય, અથવા ધૂપ આપી સુવાસિત કર્યું હોય,[1] તે જ્યાં સુધી બીજાએ પોતાનું ગણી વાપર્યું ન હોય ત્યાં સુધી ન લેવું. પણ બીજાએ પોતાનું ગણી વાપર્યું હોય તો લેવું. [૧/૩]

ભિક્ષુએ બહુ મોંઘા મૂલનાં કપડાં[2] મળે તો પણ ન લેવાં. [૧/૪-૫]

ઉપરના દોષો ટાળી, ભિક્ષુએ નીચેના ચાર નિયમોમાંથી કોઈ એકને અનુસરી વસ્ત્ર માગવાં:

૧. ઊની, રેશમી, શણનું, તાડપત્રનું કે સુતરાઉ, વગેરેમાંથી

---

૧ कीत, धोयम्, रत्तम्, घट्ठम्, मट्ठम्, समट्ठम्, संपधूवितम्।

૨ તેની વિગતો મૂળમા આ પ્રમાણે છે: आइणाणि (અમુક જાતના ઉંદરના ચામડામાથી બનાવેલા-ટી૦) सहिणाणि (બારીક), सहिणकल्लाणि, (બારીક તથા ચિત્રવિચિત્ર), आयाणि (અમુક દેશમા સૂક્ષ્મ રુવાટીવાળી બકરી થાય છે તેની રુવાટીના), कायगाणि (અમુક દેશમા ઇંદ્રનીલ વર્ણનો કપાસ થાય છે તેના), खोमियाणि (કપાસના), दुगुल्लाणि (ગૌડ દેશના વિશિષ્ટ કપાસના), पट्टाणि (પટ્ટસૂત્રના), मलयाणि (મલય દેશમા થતા સૂતરના), વલ્કલના તંતુઓના (पत्तुण्णाणि), રેશમી (ચીન વગેરેના), દેસરાગ, અમિલ, ગજ્જલ, ફાલિય, અને કાયદ દેશમા બનતા કપડા, કામળ તથા પ્રાવર (મોટો કામળ) નીચેના ચામડાના બનેલા કપડાં પણ ન લેવા: ઉદ્દ (એ નામના સિંધુ દેશમા થતા માછલાના), પેસ (એ નામના સિંધુ દેશના બારીક રુવાટીવાળા પશુઓના), પેસલ (તે પશુઓની રુવાટીના), કૃષ્ણ, નીલ તથા ગૌર રંગના મૃગના ચામડાના, સોનેરી જરીબુટ્ટી વગેરેવાળા (कणगाणि, कणगकंताणि, कणगपट्टाणि, कणगखइयाणि, कणगफुसियाणि), વ્યાઘ્રચર્મના (वग्घाणि, विवग्घाणि), આભરણોયુક્ત (आभरणाणि, आभरणविचित्ताणि)

કોઈ એક જાત નક્કી કરી, તે જાતનું જ જાતે માગવું અથવા ગૃહસ્થ આપે અને નિર્દોષ હોય તો લેવું, એ પહેલો નિયમ. [૧/૬]

૨. પોતાને જોઈતું વસ્ત્ર ગૃહસ્થને ત્યાં દેખીને માગવું અથવા આપે તો લેવું, એ બીજો નિયમ. [૧/૭]

૩. ગૃહસ્થે અંદર કે ઉપર પહેરીને વાપરેલું વસ્ત્ર જ જાતે માગવું અથવા આપે તો લેવું, એ ત્રીજો નિયમ. [૧/૮]

૪. ફેંકી દેવા જેવું, એટલે કે જેને બીજો કોઈ યાચક કે ભિખારી લેવા ન ઇચ્છે, તેવું જ વસ્ત્ર માગવું અથવા આપે તો લેવું, એ ચોથો નિયમ. [૧/૯]

આ ચારમાંથી કોઈ પણ એક નિયમ અનુસરનારે એમ કદી ન માનવું કે પોતે જ સારો નિયમ લીધો છે, અને બીજાએ ખોટો નિયમ લીધો છે.[1] [૧/૯]

એ નિયમો અનુસાર વસ્ત્ર માગવા જનાર ભિક્ષુને ગૃહસ્થ એમ કહે કે, 'તમે મહિના બાદ, કે દશ કે પાંચ દિવસ બાદ, અથવા કાલે કે પરમ દિવસે આવજો; ત્યારે અમે તમને વસ્ત્ર આપીશું;' તો ભિક્ષુએ તેને કહેવું કે, 'હે આયુષ્મન્ અથવા બહેન, મારાથી એવો સંકેત[2] કબૂલ રાખી શકાય તેમ નથી. માટે તમારે જો આપવું હોય, તો હમણાં જ આપો.' તે સાંભળી, પેલો એમ કહે કે, 'ભલે, થોડી વાર રહીને જ આવજો:' તો પણ તેને ઉપર પ્રમાણે જ કહેવું. આ સાંભળી, પેલો પોતાના ઘરમાં કોઈને કહે કે, 'હે ભાઈ અથવા બહેન, અમુક વસ્ત્ર લાવો; તે વસ્ત્ર આપણે સાધુને આપી દઈએ, અને આપણે માટે બીજું લાવીશું;' તો એ વસ્ત્ર પણ સદોષ જાણી સાધુએ ન લેવું.[3] [૧/૧૦]

---

૧. વગેરે બધું પા. ૯૧, મુજબ સમજવું.

૨. સંગાર  ૩. કારણ, મૂળમાં સૂચવ્યું છે તે પ્રમાણે, નવું લાવવામાં તો તેને ભૂત-પ્રાણી વગેરેની હિંસા ઊભી કરવી પડે; અને તેનું નિમિત્ત સીધો જ સાધુ થયો કહેવાય.

અથવા, તે ગૃહસ્થ પોતાના ઘરનાં માણસને એમ કહે કે, 'અમુક વસ્ત્ર લાવો, આપણે તેને સુગંધી દ્રવ્ય[1] કે કષાય વડે ઘસી, સાફ કરીને, કે સુગંધિત કરીને સાધુને આપીએ; અથવા ઠંડા કે ગરમ પાણીથી ધોઈને આપીએ; કે તેમાંનાં કંદ, લીલોતરી વગેરે કાઢી લઈને આપીએ;' તો સાધુએ તેને તરત જ કહી દેવું કે, 'હે આયુષ્મન્ અથવા બહેન, તમારે આપવું જ હોય, તો તેમ કર્યા વિના જ આપો.' અને છતાં જો તે ગૃહસ્થ તેમ કરીને જ આપે, તો તેને સદોષ જાણી ન લેવું. [૧/૧૧-૩]

ગૃહસ્થ મુનિને કાંઈ વસ્ત્ર આપવા માંડે, તો મુનિએ તેને કહેવું કે, 'હે આયુષ્મન્, હું એક વાર તમારા વસ્ત્રને ચારે બાજુ તપાસી લઉં.' આમ તપાસ્યા વગર વસ્ત્ર લેવામાં ઘણા દોષ છે. કારણ કે, તે વસ્ત્રના છેડામાં કાંઈ કુંડળ, હાર વગેરે આભૂષણ કે બીજ, ધાન્ય વગેરે કોઈ સચિત્ત વસ્તુ બાંધેલી હોય. માટે પહેલેથી જોઈ તપાસીને જ વસ્ત્ર લેવું. [૧/૧૪]

મુનિએ જે વસ્ત્ર ઇંડાં, જીવજંતુ વગેરેથી યુક્ત જણાય, તે સદોષ જાણી ન લેવું. જે વસ્ત્ર જીવજંતુ વિનાનું હોય, પણ પૂરતું ન હોય, જીર્ણ હોય, થોડા વખત માટે આપ્યું હોય, પહેરવા લાયક ન હોય, તથા કોઈ રીતે પસંદ પડે તેવું ન હોય; તે પણ ન લેવું. પરંતુ જે વસ્ત્ર જીવજંતુ વિનાનું, પૂરતું મજબૂત, હંમેશ માટે આપી દીધેલું, પહેરવા લાયક તથા પસંદ પડે તેવું હોય, તે નિર્દોષ જાણી લેવું. [૧/૧૫ક]

ભિક્ષુએ, પોતાનું વસ્ત્ર નવું નથી એમ જાણી કે, દુર્ગંધી જાણી, તેને સુગંધી દ્રવ્યો, કષાયો યા ઠંડા કે ગરમ પાણીથી ન ધોવું કે સાફ કરવું. [૧/૧૭-૮]

---

૧. મૂળમાં તેને માટે सिणाणेण (સ્નાનેન) શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ 'સુગંધી દ્રવ્યથી' (ઘસવુ) એમ કરે છે.

ભિક્ષુને વસ્ત્ર તડકે સૂકવવાની જરૂર પડે, તો તેમને સીધાં જમીન ઉપર,[1] કે જે જીવજંતુવાળી હોય — ન સૂકવવાં; તેમજ ખાંભી,[2] ઉમરો ખાંડણિયો, નાહવાનો બાજઠ કે તેવી જમીનથી અધ્ધર રહેતી જગાઓ ઉપર આમતેમ હાલતાં, લટકતાં ન નાખવાં. તે જ પ્રમાણે કોટડું, ભીંત, શિલા, ઢેફાં, સ્તંભ, માંચો, માળ કે અગાસી જેવી જમીનથી ઊંચે રહેતી જગ્યાઓનું પણ સમજવું. પરંતુ, વસ્ત્ર લઈ તેણે એકાંતમાં જવું, અને ત્યાં બળેલી જમીન વગેરે જીવજંતુ વિનાનું સ્થળ જોઈતપાસી, સાફ કરી, તેના ઉપર તેમને સૂકવવાં. [૧/૧૯-૨૩]

ભિક્ષુએ, પોતે સ્વીકારી શકે તેવાં વસ્ત્રો માગવાં, અને જેવાં મળે તેવાં પહેરવાં. તેમને ધોવાં યા રંગવાં નહિ; તેમજ ધોયેલાં યા રંગેલાં વસ્ત્ર ધારણ કરવાં નહિ. ગામતરે જતાં કોઈ લૂંટી લે એ બીકે તેમને છુપાવી ખરાબ વસ્ત્ર પહેરવાં નહીં; પરંતુ કોઈ લૂંટવાનું મન ન કરે એવાં વસ્ત્ર જ ધારણ કરવાં. આ વસ્ત્રધારી મુનિનો સંપૂર્ણ આચાર છે. [૨/૧]

ગૃહસ્થને ઘેર જતાં તેણે પોતાનાં વસ્ત્ર સાથે લઈને જ જવું આવવું. તે જ પ્રમાણે શૌચ જતાં કે સ્વાધ્યાય કરવા જતાં પણ કરવું. પરંતુ વરસાદ વગેરેને[3] વખતે બધાં વસ્ત્ર સાથે લઈને ન જવું-આવવું. [૨/૨]

કોઈ સાધુ બીજે ગામ જતી વખતે, થોડા વખત માટે ઉછીનું વસ્ત્ર લઈ આવે; અને પછી પરગામથી પાછો આવી, તે વસ્ત્ર મૂળ માલિકને આપવા માંડે, તો તે તેણે પાછું ન લેવું, કે લઈને બીજાને ન આપી દેવું, કે કોઈને ઉછીનું ન આપવું, કે તેનો બદલો ન કરવો, કે બીજાને જઈને એમ ન કહેવું કે, 'હે આયુષ્મન્

---

૧ अणन्तरहियाए (अनन्तर्हिता).

૨ थुणंसि, गिहेलुगंसि, उसुयालंसि, कामजलंसि।

૩. જુઓ પા ૮૬.

શ્રમણ! તારે આ વસ્ત્ર જોઈએ છે?' વળી તે મજબુત હોય છતાં તેને ફાડીને ફેંકી ન દેવું; પરંતુ, વપરાઈને રોળાયેલું તે વસ્ત્ર ઊછીનું લઈ જનારને જ આપી દેવું;— પોતે રાખવાનો વિચાર ન કરવો. આવો આચાર સાંભળી, કોઈ ભિક્ષુ એવો વિચાર કરે કે, હું થોડા વખત માટે વસ્ત્ર ઊછીનું લઈ આવું; અને પછી બહારગામથી પાછો આવી, તેને પાછું આપવા જઈશ, ત્યારે તે લેશે નહિ, એટલે તે મારું જ થશે,— તો તેને દોષ લાગે. માટે તેણે તેમ ન કરવું. [૨/૩-૪]

ભિક્ષુએ વર્ણયુક્ત વસ્ત્રને વિવર્ણ ન કરવાં કે વિવર્ણને વર્ણયુક્ત ન કરવાં; બીજું મેળવવાની ઇચ્છાથી પોતાનું વસ્ત્ર બીજાને આપી ન દેવું; કે બીજાનું ઊછીનું ન લેવું; કે તેનો બદલો ન કરવો; કે પોતાને અણગમતું વસ્ત્ર કાઢી નાખવા બીજાને જઈને એમ ન કહેવું કે, 'તારે આ વસ્ત્ર જોઈએ છે?' બીજાને સારું ન દેખાતું હોય, માટે મજબૂત વસ્ત્રને ફાડીને ફેંકી ન દેવું. માર્ગે જતાં કોઈ લૂંટારુ તેને મળે, તો તેનાથી બીને પોતાનાં વસ્ત્ર બચાવવા ખાતર તેણે ઉન્માર્ગે ન ચડી જવું; કે અમુક માર્ગે લૂંટારુઓ વસે છે એમ જાણી બીજે માર્ગે ન વળી જવું; વગેરે બધું આગળ (પા. ૧૦૮, ૩/૧૩-૧૬માં) બતાવ્યા પ્રમાણે કરવું [૨/૫]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે, વગેરે પા. ૬૮ મુજબ]

# પાત્ર

ભિક્ષુ અથવા ભિક્ષુણીને પાત્રની જરૂર પડે, ત્યારે તેણે તુંબીનું કે લાકડાનું કે માટીનું કે એવી જાતનું કોઈ પાત્ર માગવું. જે મુનિ બળવાન, નીરોગી અને મજબૂત બાંધાવાળો હોય, તેણે એક જ પાત્ર રાખવું, બે નહિ. [ ૧/૧ ]

પાત્ર માગવા તેણે બે ગાઉથી વધારે દૂર જવાની ઇચ્છા ન કરવી. [ ૧/૧ ]

જે પાત્ર ગૃહસ્થે એક કે અનેક સ્વધર્મી (જૈન) ભિક્ષુ કે ભિક્ષુણીને ઉદ્દેશીને . . . તૈયાર કર્યું હોય, કે ખરીદ્યું હોય . . . તે સદોષ જાણી ન લેવું. . . . (વગેરે બધું 'વસ્ત્ર' પા. ૧૧૬, ૧/૨ મુજબ.)

ભિક્ષુએ, બહુ ગોધામૂલાં પાત્ર મળે તો પણ ન લેવાં[૧] [૧/૨-૩]

ઉપરના દોષો ટાળી, ભિક્ષુએ નીચેના ચાર નિયમોમાંથી કોઈ એકને અનુસરી પાત્ર માગવું :

૧. તુંબીનું, લાકડાનું, માટીનું વગેરેમાંથી કોઈ એક જાત નક્કી કરી, તે જાતનું જ જાતે માગવું, અથવા ગૃહસ્થ આપે તો નિર્દોષ હોય તો લેવું, એ પહેલો નિયમ. [૧/૪]

૨. પોતાને જોઈતું પાત્ર ગૃહસ્થને ત્યાં દેખીને માગવું, અથવા આપે તો લેવું, એ બીજો નિયમ. [ ૧/૫ ]

૩. ગૃહસ્થે વાપરેલું કે તેના વડે વપરાતાં બે ત્રણ પાત્રોમાંથી એક માંગવું, અથવા આપે તો લેવું, એ ત્રીજો નિયમ. [ ૧/૬ ]

૪. ફેંકી દેવા જેવું એટલે કે જેને બીજો કોઈ યાચક યા ભિખારી લેવા ન ઇચ્છે, તેવું જ પાત્ર માગવું, અથવા આપે તો

૧ મૂળમાં : 'સીસું', તાંબું', ચાંદી, સોનું, પિત્તળ, પોલાદ, મણિ, કાચ, કાંસું, શંખ, શીંગ, દાંત, કપડાં, પથ્થર, ચામડાં, વગેરેનાં. ગણાવ્યાં છે.

લેવું, એ ચોથો નિયમ આ ચારમાંથી કોઈ એક નિયમ લેનારે બીજાની અવગણના ન કરવી (વગેરે આગળ પા ૯૬ મુજબ.) [૧/૭]

એ પ્રતિજ્ઞાઓ અનુસાર પાત્ર માગવા જનાર ભિક્ષુને ગૃહસ્થ વાયદા કરે, અથવા પાત્રને તેલ, ઘી, ચરબી વગેરે ચોપડીને કે સુગંધી દ્રવ્યો, ઠંડું કે ઊનું પાણી વગેરેથી ધોઈ માંજીને આપવાનું કહે, તો તે સદોષ જાણી ન લેવું. (વગેરે બધું 'વસ્ત્ર' પા ૧૧૮-૯, ૧/૧૦ ૩ મુજબ) [૧/૮ ૯]

ગૃહસ્થ ભિક્ષુને એમ કહે કે, 'તમે થોડી વાર થોભો તો અમે રસોઈ વગેરે તૈયાર કરી લઈએ, ત્યારબાદ અન્નપાન ભરીને તમને પાત્ર આપીશું, ખાલી પાત્ર શ્રમણને આપવું તે ઠીક નથી,' તો ભિક્ષુએ પહેલેથી જ ના પાડી દેવી, અને છતાં, ગૃહસ્થ તેમ કરીને જ આપવા માડે, તો તે ન સ્વીકારવું. [૧/૧૦]

ગૃહસ્થ પાસેથી પાત્ર લેતા પહેલાં ભિક્ષુએ તેના દેખતા તપાસીને પછી લેવું કારણ કે, અંદર જીવજંતુ વનસ્પતિ, બીજ વગેરે હોય [૧/૧૧-૨]

[પછીના બે ફકરા આગળ વસ્ત્રૈષણા[1] ૧/૧૭ ૮ તથા ૧/૧૯ ૨૩ મુજબ જ લેવા માત્ર જ્યાં સૂકવવાની વાત છે, ત્યાં, 'તેલ, ઘી વગેરેથી ખરડેલું પાત્ર હોય, તો નિર્જીવ જમીન જોઈ તપાસી, સાફ કરી, ત્યાં સાવધાનીથી તેને ઘસી લેવું, એમ સમજવું ]

ભિક્ષુએ ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા જતાં પાત્રને પ્રથમ જોઈ તપાસી સાફ કરવું, જેથી અંદર જીવજંતુ કે ધૂળ ન રહે [૨/૧]

ભિક્ષુ ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા ગયો હોય અને ગૃહસ્થ પાત્રમાં ઠંડું પાણી ભરી લાવીને તેને આપવા માડે તો પહેલેથી જોયું હોય, તો તેને સદોષ જાણી ન લેવું, પણ અચાનક લેવાઈ જાય, તો તેને પાછું (તેના વાસણના) પાણીમાં રેડી દેવું, (અને ન

૧ પા ૧૧૯ ૨૦

ન્રેડવા દે, તો કૂવા વગેરેના પાણીમાં) અથવા ભીનાશવાળી જમીનમાં રેડી દેવું. તેમ ન બને તેવું હોય, તો તે પાણી સહિત પાત્ર જ પરઠવી દેવું. [૨/૨-૩]

ભિક્ષુએ પોતાના ભીના વાસણને લૂછવું કે તપાવવું નહિ, પરંતુ વાસણ ઉપરનું પાણી કે ભિનાશ દૂર થાય ત્યાર બાદ જ તેને લૂછવું કે તપાવવું. [૨/૪]

[ભિક્ષુએ ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા જતી વખતે પ લઈને જવું, વગેરે વસ્ત્રૈષણા પા. ૧૨૦, ૨/૨ મુજબ.]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણ વગેરે પા. ૬૮ મુજબ.]

## ૭

## મુકામ[1]

"પ્રવ્રજ્યા લઈ, હું ઘરબાર વિનાનો, ધન-ધાન્ય-પુત્રાદિ રહિત તથા પારકાનું આપેલું ખાનારો શ્રમણ થઈશ; અને પાપકર્મ હરગિજ નહિ કરું. હે ભગવંત! બીજાએ નહિ આપેલી એવી કોઈ પણ ચીજ લેવાનું (કે રાખવાનું) ત્યજવાનો હું નિયમ લઉં છું." [૧/૧]

આવી પ્રતિજ્ઞાવાળા મુનિએ, પછી ગામ, નગર કે રાજધાનીમાં ગયા બાદ, બીજાએ નહિ આપેલી કોઈ પણ ચીજ ગ્રહણ ન કરવી, બીજા પાસે ન કરાવવી, કે કોઈ કરતો હોય તેને અનુમતિ ન આપવી. પોતાની સાથે પ્રવ્રજ્યા લેનાર સાધુઓની પણ છત્ર, પાત્ર,

૧. મૂળમાં 'અવગ્રહ' શબ્દ છે. તેનો અર્થ, 'પોતાની માલકીની ચીજ – પરિગ્રહ' તેમજ 'નિવાસસ્થાન' એમ બંને થાય. આ અધ્યયનમાં પણ બંનેને લગતાં વિધાનો છે.

દંડ વગેરે[1] કોઈ પણ વસ્તુ, તેમની રજા માગ્યા વિના કે (રજા મળે ત્યારે) જોયા-તપાસ્યા વિના, કે સાફ કર્યા વિના ન લેવી. [૧/૧]

ભિક્ષુએ મુસાફરખાનાં વગેરે સ્થળે જઈને, પહેલાં તે સ્થળ પોતાને યોગ્ય છે કે નહિ તે વિચારીને,[2] પછી ત્યાંના માલિક કે અધિપતિ પાસે, ત્યાં રહેવાની આગળ જણાવ્યા પ્રમાણે (પા. ૯૬-૭) રજા માગવી. [૧/૨]

રહેવાની જગા મળ્યા બાદ, તે મકાનમાં જે બીજા શ્રમણબ્રાહ્મણાદિ અગાઉથી ઊતર્યા હોય, તેમની છત્ર પાત્ર વગેરે વસ્તુઓ આઘીપાછી ન કરવી, તથા તે ઊંઘતા હોય તો તેમને ન જગાડવા. ટૂંકમાં, તેમને પીડાકર કે પ્રતિકૂળ એવું કાંઈ જ ન કરવું. [૨/૧]

ઉતારો કર્યા બાદ, ત્યાં પોતાના સમાનધર્મી કે સદ્ભોજી જે સદાચારી સાધુઓ આવે, તેમને પોતે માગી આણેલાં ખાનપાન, સૂવાબેસવાનાં પાટિયાં, પથારી, પાથરણું વગેરે માટે નિમંત્રિત કરવા; પરંતુ બીજાએ આણેલાં અન્નપાન વગેરે માટે બહુ આગ્રહ કરીને નિમંત્રિત ન કરવા. [૧/૩-૪]

ત્યાં ગૃહસ્થો કે તેમના પુત્રો વગેરે પાસેથી સોય, અસ્તરો, કાન-ખોતરણું કે નરેણી વગેરે વસ્તુઓ પાછી આપવાની શરતે, પોતાના એકલાના ઉપયોગ માટે માગી આણી હોય, તો તે એકબીજાને આપવી નહિ: પણ પોતાનું કામ પૂરું થતાં, તેને લઈ ગૃહસ્થ પાસે જવું, અને તેને ખુલ્લા હાથમાં રાખીને કે જમીન ઉપર

---

૧. छत्तय, मत्तय, दंडग चम्मच्छेदणगं।

૨ ત્યાંની જમીન ભીની કે જીવજંતુવાળી ન હોવી જોઈએ, તે રહેઠાણ ખાંભી, કોટડા, સ્તંભ વગેરે ઉપર અધ્ધર ઝઝૂમતું રહેલું ન હોવું જોઈએ, તે રહેઠાણ ગૃહસ્થો, અગ્નિ, પાણી, સ્ત્રીઓ, બાળકો, પશુઓ, આહારપાણીની તૈયારીઓ વગેરેવાળું ન હોવું જોઈએ, પેસવા-નીકળવામાં કે ધર્મવિચારણામાં અગવડવાળું ન હોવું જોઈએ, જુઓ પા. ૯૬ ૩/૫-૧૨; તથા પા. ૯૪, ૧/૯. [૧/૬-૧૨]

મૂકીને, 'આ રહી, આ રહી' એમ કહેવું; મતલબ કે, પોતે તેના હાથમાં ન મૂકવી.[1] [૧/૫]

કોઈ આંબાવાડિયામાં ઉતારો મેળવ્યો હોય, અને કેરી ખાવાની ઇચ્છા થાય,[2] તો જે કેરી જીવજંતુ વગેરે વાળી હોય, તેમ જ જેને ચીરીને કકડા કરી, નિર્જીવ કરેલી ન હોય, તે ન લેવી. પણ, જે કેરી જીવજંતુ વિનાની અને ચીરીને કટકા કરી, નિર્જીવ કરેલી હોય, તે લેવી. તે જ પ્રમાણે કેરીનાં અડધિયાં,[3] પેશી, છાલ, રસ કે છુંદા માટે પણ સમજવું. [૨/૨-૪]

તેવું જ, શેરડીના ખેતરમાં કે લસણના ખેતરમાં[4] ઉતારો કર્યો હોય ત્યારે પણ સમજવું. [૨/૫-૬]

ભિક્ષુએ ઉપર જણાવેલા દોષો ટાળી, નીચેના સાતમાંથી કોઈ એક નિયમ અનુસાર મુકામ મેળવવો. [૨/૭]

૧. મુસાફરખાનાં વગેરેમાં, તે સ્થળ પોતાને માટે યોગ્ય છે કે નહિ તેનો વિચાર કરી, તેના માલિકની આગળ જણાવ્યા પ્રમાણે રજા માગી, મુકામ મેળવવો, એ પહેલી પ્રતિજ્ઞા. [૨-૮]

૨. હું બીજા ભિક્ષુ માટે મુકામ માગીશ, અને બીજાએ માગેલા મુકામમાં રહીશ, એ બીજી પ્રતિજ્ઞા. [૨/૯]

૩. હું બીજા ભિક્ષુ માટે મુકામ માગીશ, પણ બીજાએ માગેલામાં રહીશ નહિ; એ ત્રીજી પ્રતિજ્ઞા. [૨/૧૦]

---

૧. બીજી અનુચિત વસ્તુની લેવડદેવડ નથી કરી, એવું બીજાઓ જોઈ શકે તે માટે (?).

૨. મૂળમાં માલિકની રજા મેળવવાનો સીધો ઉલ્લેખ નથી, પણ સમજી લેવાનો છે.

૩. अंबभित्तगं (आम्रार्द्ध–टीका०), अंबपेसिय, अंबचोयगं (કેરીની છાલ), अंबसालगं (રસ), अंबडालगम् (सूक्ष्मखण्डानि)।

૪. उच्छुवणं, लसुणवणं । તેમાં શેરડી માટે अंतरुच्छुयं (શેરડીની ગાંઠ), उच्छुगंडियं (ગંડેરી), उच्छुचोयगं (છાડિયાં), उच्छुसालगं (રસ), उच्छुडालगं (નાના કકડા) એટલાં છે; અને લસણ માટે लसुणं, लसुणकंदं, लसुणचोयगं, लसुणसालगं।

૪. હું બીજા માટે મુકામ માગીશ નહિ, પણ બીજાએ માગેલામાં રહીશ, એ ચોથી પ્રતિજ્ઞા. [૨/૧૧]

૫. હું એકલા મારે માટે મુકામ માગીશ, બીજા બે ત્રણ કે ચાર પાંચ માટે નહિ માગું, એ પાંચમી પ્રતિજ્ઞા. [૨/૧૨]

૬. જેને મકાને હું મુકામ સ્વીકારીશ, ત્યાંથી જ તૃણ વગેરેનું[1] પાથરણું આપોઆપ મળે તો સ્વીકારીશ, નહિ તો ઉભડક કે પલાંઠી વાળીને બેસીને જ રાત કાઢીશ, એ છઠ્ઠી પ્રતિજ્ઞા. [૨/૧૩]

૭. જેને મકાને ઉતારો કર્યો હશે, તેને ત્યાં પથ્થર કે લાકડાની છાટ જેવું કાંઈ તૈયાર મળી આવશે, તો તેના ઉપર સૂઈશ, નહિ તો ઉભડક કે પલાંઠી વાળીને બેસીને જ રાત કાઢીશ, એ સાતમી પ્રતિજ્ઞા. [૨/૧૪]

[આ સાતમાંથી કોઈ એક નિયમ લેનારે બીજાની અવગણના ન કરવી વગેરે, પા ૯૧ મુજબ.[2]]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પા. ૬૮ મુજબ.]

---

૧. જુઓ પા ૧૧૦, ૩/૧૮ મા

૨ આ ફકરા પછી મૂળમા નીચેનો ફકરો છે: "ભગવાને એવું કહેલુ મેં સાભળ્યુ છે કે, સ્થવિર ભગવતોએ પાચ પ્રકારના અવગ્રહ (એટલે કે, માલકી હક) ગણાવ્યા છે. (૧) લોકમધ્યવર્તી રુચકદક્ષિણાર્ધ એ દેવેન્દ્રનો અવગ્રહ ગણાય છે. (૨) ભરત વગેરે ક્ષેત્ર તે ચક્રવર્તી રાજાનો અવગ્રહ ગણાય છે. (૩) ગામ, વૃક્ષ, ઉદ્યાન, ગિરિ, કંદરા, દેવમંદિર, પરબ વગેરે ગૃહપતિનો (તે સ્થળના માડલિક—જાગીરદારનો) અવગ્રહ ગણાય. (૪) જેને ઘેર ઉતારો કર્યો હોય, તે ગૃહસ્થનું ઘર વગેરે તે ગૃહસ્થ (સાગારિક)નો અવગ્રહ ગણાય (૫) અને જે જગાએ સમાનધર્મી સાધુ વગેરે મહિનો માસ ઉતારો કરી રહ્યા હોય, તે (સગા કે સ મુધીની) જગા વગેરે તે સાધર્મિકનો અવગ્રહ કહેવાય." એમ કોઈ પણ સ્થળે ઉતારો કરતા પહેલા ત્યા આ પાચ જણનો માલકી હક પહોચતો હોઈ, તેમની પરવાનગીની સાધુને અપેક્ષા રહે છે [૨/૧૫]

## ૮

# ઊભા રહેવાનું સ્થાન[2]

ભિક્ષુ અથવા ભિક્ષુણીને ઊભા રહેવા માટે સ્થાનની જરૂર પડે ત્યારે તેણે ગામ, નગર કે રાજધાનીમાં જવું. ત્યાં જે સ્થાન ઈંડાં કે જીવજંતુ વગેરેવાળું જણાય, તે સદોષ જાણી, મળ્યા છતાં ન લેવું. (વગેરે બધું આગળ પા. ૯૨-૩ર મુજબ, સમજવું.) [૧]

ભિક્ષુએ એ બધા દોષ ત્યાગી, નીચેની ચાર પ્રતિજ્ઞાઓમાંથી કોઈ એક મુજબ, ઊભા રહેવાનું નક્કી કરવું :

૧. અચિત્ત સ્થળમાં ઊભા રહેવું, અચિત્ત વસ્તુનું અવલંબન લેવું, હાથ પગ લાંબા-ટૂંકા કરવા, તથા થોડું ફરવાનું રાખવું, એ પહેલી પ્રતિજ્ઞા. [૨]

૨. બીજું બધું ઉપર પ્રમાણે, પણ ફરવાનું ન રાખવું, એ બીજી પ્રતિજ્ઞા. [૩]

૩. બીજું બધું બીજી પ્રતિજ્ઞા પ્રમાણે, પણ અવલંબન કશાનું ન કરવું, એ ત્રીજી પ્રતિજ્ઞા. [૪]

૪. અચિત્ત સ્થળ ઉપર ઊભા રહેવું, અવલંબન કશાનું ન કરવું, હાથપગ પણ લાંબા-ટૂંકા ન કરવા, હરવુંફરવું પણ નહિ; તથા શરીર, કેશ, દાઢી, રૂંવાડાં અને નખોની દરકાર તજીને, (પરિમિત કાળ સુધી) હાલ્યાચાલ્યા વિના ઊભા રહેવું, એ ચોથી પ્રતિજ્ઞા. [૫]

[આ ચારમાંથી કોઈ એક નિયમ લેનારે બીજાની અવગણના ન કરવી વગેરે બધું, આગળ પા. ૯૧ મુજબ.]

---

૧. અહીંથી માંડીને ચૌદમા અધ્યયન સુધીનાં સાત અધ્યયનો એ બીજી ચૂલા છે.

૨. સૂત્ર ૧/૩ તથા તે પછીનો કંદમૂળ સુધીનો ભાગ

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પા. ૬૮ મુજબ. [૬]

## ૯

## સ્વાધ્યાય માટેની જગા[1]

ભિક્ષુ અથવા ભિક્ષુણીને સ્વાધ્યાય કરવા માટે કોઈ જગાની જરૂર પડે, ત્યારે તેણે ગામ, નગર કે રાજધાનીમાં જવું, અને ઈંડાં કે જીવજંતુ વગેરે વિનાનું સ્થળ પસંદ કરવું. (વગેરે બધું આગળ પા. ૯૨-૩[2] મુજબ સમજવું.) [૧]

ત્યાં જો બે, ત્રણ ચાર કે પાંચ જણા સ્વાધ્યાય માટે જાય, તે સૌએ અન્યોન્ય શરીરને આલિંગન ન કરવું, ચુંબન ન કરવું, કે દાંત અને નખથી ક્ષત ન કરવા. [૨]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પા. ૬૮ મુજબ.]

---

૧. મૂળ : 'નિશીથિકા.'

૨. સૂત્ર ૧/૩ તથા તે પછીનો કંદમૂળ સુધીનો ભાગ

## મળમૂત્રની જગા

ભિક્ષુ કે ભિક્ષુણીને મળમૂત્રની હાજત થાય, અને તેની પાસે શરાવલું[1] ન હોય. તો પોતે સહધર્મી પાસે માગી લે; અને તેમાં ઝાડોપેસાબ કરી, ઇંડાં કે જીવજંતુ વગેરે વિનાની જગાએ નાખી આવે. [ ૧ ]

જે સ્થળ ગૃહસ્થે એક કે અનેક સ્વધર્મી (જૈન) ભિક્ષુ કે ભિક્ષુણીને ઉદ્દેશીને. . . તૈયાર કર્યું હોય કે ખરીદ્યું હોય. . . તેને સદોષ જાણી તેમાં મળમૂત્રનો ત્યાગ ન કરવો. (વગેરે બે ફકરા 'વસ્ત્ર' ૧/૨ પ્રમાણે સમજવા.) [ ૨-૪ ]

જે જગા સાધુ માટે ગૃહસ્થે તૈયાર કરી કે કરાવી હોય, ભાડે રાખી હોય, છજાવી હોય, સરખી કરાવી હોય, લીંપાવી-ગૂંપાવી હોય, કે ધૂપથી સુવાસિત કરી હોય, તેવી જગામાં સાધુએ મળમૂત્રનો ત્યાગ ન કરવો. [ ૫ ]

જે જગામાંથી ભિક્ષુ માટે ગૃહસ્થ કે તેના પુત્રો વગેરે કંદ, મૂળ, હરિયાળી વગેરેને આઘાંપાછાં ખસેડે, તેવી જગામાં ભિક્ષુએ મળમૂત્રનો ત્યાગ ન કરવો. [ ૬ ]

ભિક્ષુએ થાંભલા, પાટ, માંચા, માળ, અટારી કે અગાસી જેવી જગાઓમાં મળમૂત્રનો ત્યાગ ન કરવો. [ ૭ ]

---

૧. મૂળમાં पायपुछण શબ્દ છે. પાયપુંછણનો અર્થ સામાન્ય રીતે રજોયણું જ લેવાય છે. અહીં ટીકાકાર જણાવે છે, 'સ્વાધ્યાય કરવા બેઠા પછી અચાનક પ્રબળ શંકા થઈ આવે, તો વાસણમાં મળમૂત્ર કરવાં; પહેલેથી જ બને જવાય તેમ હોય, તો નિર્જીવ જગાએ જઈ મળમૂત્ર કરવાં.' જો કે છેવટના ફકરામાં તો હંમેશાં બધે પાત્રમાં જ પ્રથમ ઝાડોપેસાબ કરી, બહાર ફેંકવા જવું એવું વિધાન છે, એમ લાગે છે.

ભિક્ષુએ જીવજંતુવાળી, ભીની, ધૂળવાળી, કે કાચી માટી મસળેલી જમીન ઉપર, તથા સજીવ શિલા, ઢેફાં કે કીડાવાળાં લાકડાં ઉપર, તથા એવા જીવજંતુવાળા સ્થળમાં મળમૂત્ર ન ત્યાગવાં. [ ૮ ]

જે જગા ઉપર ગૃહસ્થો વગેરેએ કંદ, મૂળ, બીજ વગેરે પાથર્યાં હોય, પાથરતા હોય, કે પાથરવાના હોય, તેવા સ્થાનમાં ભિક્ષુએ મળમૂત્રનો ત્યાગ ન કરવો. [ ૯ ]

જે જગાએ ગૃહસ્થોએ ડાંગર, મગ, અડદ, તલ, કુળથી, જવ તથા જવજવ વગેરે વાવ્યા હોય, વાવતા હોય, કે વાવવાના હોય, તે જગાએ ભિક્ષુએ મળમૂત્ર ન ત્યાગવાં. [ ૧૦ ]

ભિક્ષુએ કચરાના ઢગલા[1] ઉપર, બહુ કે થોડી ફાટેલી જમીન ઉપર,[2] કાદવવાળી જમીન ઉપર,[3] ઠૂંઠાંવાળી જમીન ઉપર[4], જવાર વગેરેની કડબ[5] કે શેરડીના ડાંડાવાળી જમીન ઉપર, તથા ખાડા, ગુફા, કોટ વગેરેવાળી ઊંચીનીચી જમીન ઉપર મળમૂત્ર ન ત્યાગવાં. [ ૧૧ ]

જ્યાં માણસો માટે રાંધવા કરવાનું કામ થતુ હોય, કે ભેંસ, પાડા, ઘોડા, કબૂતર વગેરે[6] પશુપંખી રાખવામાં આવતાં હોય, તેવી જમીન ઉપર ભિક્ષુએ મળમૂત્ર ન ત્યાગવા. [ ૧૨ ]

જે ઠેકાણે માણસો કાંઈ કામનાથી ફાસો લેતા હોય,[7] કે પોતાની જાતને ગીધડાં પાસે ફાડાવી દેતાં હોય, કે ઝાડ કે પર્વત ઉપરથી ઝંપાપાત કરતાં હોય, વિષભક્ષણ કરતાં હોય, અથવા અગ્નિપ્રવેશ કરતા હોય, તેવી જગાએ ભિક્ષુએ મળમૂત્રનો ત્યાગ ન કરવો. [ ૧૩ ]

---

१. आमोयाणि (कचवरपुंजा – टीका०). २. घसाणि (वृहत्यो भूमिराजय.), भिलुयाणि (श्लक्ष्णा भूमिराजय.) ३. विज्जुलाणि (पिच्छलानि). ४. खाणुयाणि। ५ कडवाणि।

६ महिस – वसभ – अस्स – कुक्कुड – लावय – वट्टय – तित्तर – कवोय – कपिंजल. ७ वेहाणसट्ठाणेसु।

ભિક્ષુએ આરામ, ઉદ્યાન, વન, ઉપવન, દેવમંદિર, સભાગૃહ, કે પરબ જેવી જગાઓએ મળમૂત્રનો ત્યાગ ન કરવો. [૧૪]

ભિક્ષુએ કિલ્લાનો બુરજ (કોઠો), કિલ્લા અને નગર વચ્ચેનો માર્ગ, દરવાજો અને ગોપુર વગેરે સ્થળોએ મળમૂત્રનો ત્યાગ ન કરવો. [૧૫]

જ્યાં ત્રણ રસ્તા કે ચાર રસ્તા ભેગા થતા હોય, તેવાં ચૌટા, ચોક વગેરે સ્થળમાં ભિક્ષુએ મળમૂત્રનો ત્યાગ ન કરવો. [૧૬]

નિમાડો, ચૂનાની ભઠ્ઠી, સ્મશાન, સ્તૂપ, ચૈત્ય, નદી ઉપર નાહવાનાં તીર્થ, નદીકિનારાનો કાદવ,[1] તળાવનાં નાળાં,[2] પાણીની નીક; માટીની નવી ખાણ, નવું ગોચર, ખાણ, કે શાકભાજી[3]નાં સ્થળોમાં તથા બીજક, શણ, ધાતકી, કેતકી, આંબા, અશોક વગેરેનાં[4] વનમાં ભિક્ષુએ મળમૂત્ર ન ત્યાગવાં. [૧૭-૨૧]

ભિક્ષુએ પોતાનું કે બીજાનું પાત્ર લઈ, ખુલ્લા વાડામાં[5] કે ઉપાસરામાં એકાંત જગાએ, કોઈ જુએ નહિ તેવા તથા જીવજંતુ વગેરે વિનાના નિર્જીવ સ્થળમાં જવું; અને ત્યાં મળમૂત્ર કરી, તે પાત્ર લઈ, ખુલ્લા વાડામાં કે બળેલી જમીન ઉપર, કે એવી નિર્જીવ જગાએ, એકાંતમાં કોઈ જુએ નહિ તેવે ઠેકાણે તેમને સાવધાનીથી નાખી આવવાં. [૨૨]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પા. ૬૮ મુજબ.]

---

૧. 'જ્યાં લોકો તીર્થ જાણી આળોટતા હોય.'—ટીકા૦

૨. પરંપરાથી પૂજ્ય ગણાતાં આવેલાં સ્થળ (ओघायतनानि)—એવો અર્થ પણ થાય.

૩. डागवच्चंसि (દાણાપ્રધાન), सागवच्चंसि (પત્રપ્રધાન), मूलगवच्चंसि (કંદમૂળ પ્રધાન), हत्थंकरवच्चंसि (?).

૪. મૂળમાં નાગ, પુન્નાગ અને ચૂર્ણક,—એટલી વધુ વિગત છે.

૫. મૂળમાં आराम શબ્દ છે. ઉપવન, વાડો, એવો તેનો અર્થ થાય.

## શબ્દ

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ ચારે પ્રકારનાં[1] વાદ્યોનો અવાજ સાંભળવાની ઇચ્છાથી ક્યાંય જવું નહિ. [૧-૪]

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ વિવિધ સ્થળોએ થતા[2] વિવિધ પ્રકારના શબ્દો સાંભળવા જવું નહિ. [૫-૧૧]

---

૧. મૃદંગ, નાંદીમૃદંગ, ઝલ્લર વગેરે વિતત — મઢેલાં વાદ્યો (૧); વીણા, વિપંચી, બદ્ધીસક, તુનક, પણવ, તુંબીવીણા, ઢંકુણ વગેરે તત — તાર ખેંચેલાં તંતુવાદ્યો (૨); તાલ, કંસતાલ, લત્તિકા (કંશિકા-ટીકા૦), ગોધિકા, કિરિકિરિઆ (વંશાદિકંબિકા-ટીકા૦) એ તાલ — (અથવા ઘન) વાદ્યો (૩); શંખ, વેણુ, વંશ, ખરમુખી, પિરિપિરિયા એ શુષિર — (ફૂંકીને વગાડવાનાં પોલાં) વાદ્યો (૪).

૨. મૂળમાં તો 'કોટ કિલ્લા ખાઈ વગેરે શબ્દો' એવો જ પાઠ છે. ટીકાકાર, 'ત્યાં થતા અમુક અવાજો,' અથવા ત્યાં કરાતા શ્રવ્ય ગેય વગેરે અવાજો' સાંભળવા ન જવું, એમ અર્થ લે છે. મૂળમાં તે સ્થળોની વિગતો આ પ્રમાણે છે:

वप्पाणि, फलिहाणि, सराणि, सरपंतियाणि, सरस्सरपंतियाणि, कच्छाणि, नूमाणि, गहणाणि, वणाणि, वण-दुग्गाणि, पव्वयाणि, पव्वयदुग्गाणि, गामाणि, णगराणि, णिगमाणि, रायहाणिओ, आसमपय-पट्टण – सन्निवेसाणि, आरामाणि, उज्जाणाणि, वणाणि, वणसंडाणि, देवकुलाणि, सभाणि, पवाणि, अट्टाणि, अट्टालयाणि, चरियाणि, दाराणि, गोपुराणि, तियाणि, चउक्काणि, चच्चराणि, चउम्मुहाणि, महिसट्ठाणकरणाणि, वसभ०, अस्स०, हत्थि० कविंजल० (અર્થ, અનુક્રમે:— કિલ્લા, ખાઈ, (જુઓ પા. ૧૦૭), સરોવરો, સરોવરોની પંક્તિઓ અને હારમાળાઓ, ઝાડાં, ઘટા, રણ, વન, વન-દુર્ગ, પર્વત, પર્વત-દુર્ગ, ગામ, નગર, નિગમ, (વાણિયાઓનું સ્થાન), રાજધાની, આશ્રમપદ, પટ્ટણ, સંનિવેશ (ગામ બહારનું પરું, અથવા કાફલાનો પડાવ), (જુઓ પા. ૭૫) આરામ (ઉપવન), ઉદ્યાન, વન, વનખંડ, દેવમંદિર, સભા, પરબ, અટારી, ઝરૂખા, કિલ્લા અને નગર વચ્ચેના માર્ગો, દરવાજા, ગોપુર, ત્રિભેટા, ચોક, ચારરસ્તા, ચોમુખ, તથા ભેંસ, વૃષભ, અશ્વ, હાથી-કપિંજલ વગેરેના તબેલા)

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ પાડા, બળદ, ઘોડા, હાથી કે કપિંજલ પક્ષીની સાઠમારીઓના અવાજ સાંભળી ત્યાં ન જવું. તેમ જ, વરકન્યાના લગ્નમંડપોમાં[1] કે હાથીઘોડાનાં ટોળાં હોય તેવાં સ્થાનોમાં પણ ન જવું. તે જ પ્રમાણે કથામંડપોમાં કે હાથીઘોડા વગેરેની શરતોમાં,[2] કે જ્યાં ગીત, વાદ્ય, વીણા, તાલી[3], તૂરી વગેરેની રમઝટ મચી રહી હોય, ત્યાં ન જવું. [૧૨–૪]

જ્યાં વઢવાડ[4] ચાલતી હોય, બોલાબોલી થતી હોય, તથા બે કે વિવિધ રાજ્યોવાળાં સ્થળે ઝઘડો ચાલતો હોય, ત્યાં ન જવું. [૧૫]

નાની છોકરીને શણગારી, ઘોડા ઉપર બેસાડી, તેની આજુબાજુ વીંટળાઈને લોકો જતા હોય,[5] કે કોઈ પુરુષને દેહાંતદંડ આપવા વધસ્થાને લઈ જવામાં આવતો હોય, ત્યાં પણ ન જવું. [૧૬]

જ્યાં અનેક ગાડાં, રથ કે મ્લેચ્છ તથા સરહદ ઉપરનાં ટોળાં હોય, કે મેળાઓ હોય, ત્યાં પણ[6] ન જવું. [૧૭]

જ્યાં અનેક સ્ત્રીપુરુષો, વૃદ્ધો, બાળકો તથા જુવાનો સુંદર આભરણો પહેરી, ગાતાં બજાવતાં તથા નાચતાં હોય, હાસ્યક્રીડા કરતાં મોહ પામતાં હોય તથા ખાનપાન વગેરેથી[7] ઉજાણી કરતાં હોય, તેવા મહોત્સવનાં સ્થળોએ પણ ન જવું. [૧૮]

ટૂંકમાં, ભિક્ષુએ આ લોકના કે પરલોકના, સાંભળેલા કે ન સાંભળેલા, દેખેલા કે ન દેખેલા શબ્દોમાં આસક્ત, કે મોહિત ન બનવું. [૧૯]

---

૧. पुव्वट्ठाणाणि ।

૨. माणुम्माणियट्ठाणाणि ।

૩. तल्ताल (વાદિત્રવિશેષ એવો પણ અર્થ થાય).

૪. कलह, डिंब, डमर ।

૫. परिवुयं मंडितालंकितनिवुज्झमाणियन् ।

૬. महासवाइं (મહાશ્રવસ્થાનાનિ).

૭. મૂળમાં 'ખાનપાન ભોગવતાં, વહેંચતાં, છાંડતાં, કે સાચવતાં હોય' એમ છે.

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પાન ૬૮ મુજબ.]

## ૧૨

## રૂપ

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ વિવિધ રૂપો — જેવાં કે, ગૂંથીને કરેલાં, વીંટીને કરેલાં, પૂરીને કરેલાં, સાંધીને કરેલાં, લાકડાં કોતરીને કરેલાં, લેપીને કરેલાં, ચીતરીને કરેલાં, તથા મણિ વગેરેથી, હાથીદાંતથી, માળાઓથી કે પાંદડાં કાપીને કરેલાં,[1] — જોવા માટે ક્યાંય ન જવું. [૧]

[અહીંથી આગળ 'શબ્દ' અધ્યયનના બધા ફકરા, 'શબ્દ' ] ને બદલે 'રૂપ'નો ફેરફાર કરીને યોજવા.]

---

૧. गथिमाणि, वेढिमाणि (वस्त्रादिनिर्वर्तित पुत्तलिकादीनि), पूरिमाणि, संघाइमाणि, कट्ठकम्माणि, पुत्थकम्माणि, चित्त०मणि ०दंत०माल० पत्तछेज्ज० ।

## ૧૩

## પરક્રિયા

ભિક્ષુએ પોતાને લગતી, ગૃહસ્થોએ કરેલી, નીચેની કર્મબંધજનક ક્રિયાઓ ઇચ્છવી નહિ, તેમ અટકાવવી[1] પણ નહિ. [૧]

જેમકે, કોઈ ગૃહસ્થ મુનિના પગ લૂછે, ચાંપે કે દાબે; તેમના ઉપર હાથ ફેરવે; તેમને રંગે; તેમને તેલ, ઘી કે ચરબી મસળે; યા તે બધું પગ ઉપર ચોપડે; યા પગને લોધ્ર, કલ્ક, ચૂર્ણ કે વર્ણ વડે ખરડે, યા તેમને ગરમ કે ઠંડા પાણીથી પખાળે કે ધુએ; તેમને કશાનો લેપ કરે કે ધૂપ કરે; પગમાંથી ખીલી કે કાંટો કાઢી નાખે, કે તેમાંથી પરુ, લોહી વગેરે કાઢી તેને ચોખ્ખો કરે;— તો તેણે તે ઇચ્છવું પણ નહિ, તેમ અટકાવવું પણ નહિ. [૨-૧૦]

એ જ પ્રમાણે શરીરની બાબતમાં, તેમ જ તેમાં રહેલાં વ્રણ, ગડગૂમડ, ચાંદી, ભગંદર વગેરેની બાબતમાં પણ સમજવું. [૧૧-૪]

કોઈ ગૃહસ્થ મુનિના શરીરનો પરસેવો, મેલ, કે આંખ કાન અને નખનો કચરો સાફ કરે; કે કોઈ તેના વાળ, રોમ, ભવાં, બગલ કે ગુહ્યપ્રદેશના વાળ લાંબા દેખી કાપી નાખે, કે નાના કરે; તો તે તેણે ઇચ્છવું પણ નહિ, તેમ અટકાવવું પણ નહિ. [૧૫-૭]

કોઈ ગૃહસ્થ મુનિના માથામાંથી લીખ કે જૂ વીણી કાઢે, કે તેને ખોળામાં કે પલંગમાં સુવાડી, તેના પગ વગેરે દાબી–મસળે;

---

૧. મૂળમાં 'न नियमयेत्' છે. ટીકાકાર એનો અર્થ, 'શરીર અને વાણી વડે બીજા પાસે કરાવવી પણ નહિ' એવો લે છે. પરંતુ તે ઠીક નથી લાગતો. કારણ કે, ગૃહસ્થ પોતે અમુક વસ્તુ કરતો આવે, તો તે બાબતમાં કેમ વર્તવું, તેનો અહીં આદેશ છે. 'સાધુએ પોતે તેમને ઇચ્છવી નહિ (न आस्वादयेत्); પછી બીજા સેવા કરે કે ખાસડાં મારે, તેનું ફળ તે ભોગવશે.' (સૂત્ર ૨૩). પ્રો. જેકોબી અને પ્રો૦ રવજીભાઈ પણ ટીકાકારનો અર્થ કબૂલ નથી રાખતા.

કે હાર, અર્ધહાર વગેરે છાતીનાં અને ગળાનાં આભરણો તથા મુકુટ, માળા, કે સોનાનો દોરો વગેરે તેને પહેરાવે; તો તે તેણે ઇચ્છવું પણ નહિ, તેમ અટકાવવું પણ નહિ.[1] [૧૮-૨૦]

એ જ રીતે, મુનિને બગીચામાં કે ઉદ્યાનમાં લઈ જઈને, તેના પગ વગેરે દાબે મસળે, તો પણ સમજવું. [૨૧]

કોઈ ગૃહસ્થ શુદ્ધ કે અશુદ્ધ વચન (એટલે કે, મંત્ર)-બળથી, અથવા કંદ, મૂળ, છાલ કે લીલોતરી ખોદીકપાવીને માંદા મુનિની ચિકિત્સા કરવા ઇચ્છે, તો તે તેણે ઇચ્છવું પણ નહિ, તેમ અટકાવવું પણ નહિ. [૨૨]

દરેક જણ પોતે કરેલાનું ફળ ભોગવે છે એમ સમજવું. [૨૩]

## ૧૪

## અન્યોન્યક્રિયા

[ઉપરના અધ્યયનમાં જે ક્રિયાઓ મુનિને ગૃહસ્થ કરતો હતો, તે જ ભિક્ષુઓ અન્યોન્ય કરે; તો તે બાબતમાં પણ, ૧૩મા અધ્યયનમાં જણાવ્યા પ્રમાણે જ સમજવું.]

---

૧. આ આદેશથી શું સમજવું? ઘરમા કે એકાંતમાં લઈ જઈ, ગૃહસ્થ આ બધું કરે છે; ભિક્ષુએ તે ઇચ્છયું નથી; તથા ભિક્ષા તરીકે તે વસ્તુઓ તેણે સ્વીકારી નથી; એટલે તે પહેરીને બહાર જવાનું તો ન જ હોય.

# ૧૫

## ભાવનાઓ[1]

### ૧

[ભગવાન મહાવીરે પાંચ મહાવ્રતોની જે ભાવનાઓ ઉપદેશી છે, તે કહેવા માટે પ્રથમ ભગવાનનું જીવનચરિત્ર કહેવામાં આવે છે.][2]

ભગવાન મહાવીરના જીવનકાળના મુખ્ય પ્રસંગોમાંથી પાંચ પ્રસંગોએ ઉત્તરાફાલ્ગુની[3] નક્ષત્ર હતું. જેમકે: દેવલોકમાંથી બ્રાહ્મણી માતાના ગર્ભમાં આવ્યા ત્યારે; બ્રાહ્મણી માતાના ગર્ભમાંથી ક્ષત્રિયાણી માતાના ગર્ભમાં ફેરવાયા ત્યારે; જન્મતી વખતે; ઘરવાસ છોડી અનગાર (ઘર વગરના-સાધુ) થતી વખતે; અને પરિપૂર્ણ ઉત્તમ કેવળજ્ઞાન[4] થયું ત્યારે. માત્ર ભગવાનનું નિર્વાણ સ્વાતિ નક્ષત્રમાં થયું. [૧]

ભગવાન, આ યુગના[5] પહેલા ત્રણ હિસ્સા[6] વીતી ગયા અને ચોથામાં માત્ર ૭૫ વર્ષ અને સાડા નવ માસ બાકી રહ્યા ત્યારે,

---

૧. અહીંથી ત્રીજી ચૂલા શરૂ થઈ. 'ગ્રહણ કરેલાં વ્રતો જીવનમાં ઊંડાં ઊતરે, તે માટે દરેક વ્રતને અનુકૂળ થઈ પડે તેવી કેટલીક પ્રવૃત્તિઓ સ્થૂળ દૃષ્ટિએ ખાસ ગણાવવામાં આવી છે. તે ભાવના નામે પ્રસિદ્ધ છે.'

૨. આ વાક્ય મૂળનું નથી.

૩. મૂળમાં તેને માટે 'હત્થુત્તરા' (हस्तः उत्तरः यासाम्) શબ્દ છે.

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧. મૂળમાં તેને માટે कृत्स्न, परिपूर्ण, अव्याघात, निरावरण, अनंत, अनुत्तर, અને वर એટલાં વિશેષણ છે.

૫. મૂળમાં તેને માટે 'અવસર્પિણી' શબ્દ છે. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૬. મૂળમાં 'સમા' શબ્દ છે. તે દરેકને 'આરા' પણ કહે છે. તેવા છ આરા દરેક અવસર્પિણીમાં હોય છે. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

ઉનાળાના ચોથા માસે,[1] આઠમા પક્ષે, અષાડ સુદિ છઠે, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં, દશમા દેવલોકમાના[2] પોતાના પુષ્પોત્તર નામના વિમાનમાથી[3] પોતાનુ દેવ તરીકેનું આયુષ્ય[4] પૂરુ કરી, જબુદ્વીપમા,[5] ભરતક્ષેત્રના દક્ષિણાર્ધમા, કુડપુરના[6] બ્રાહ્મણવિભાગમાં, કોડાનગોત્રી ઋષભદત્ત બ્રાહ્મણને ઘેર, જાલધરાયણ ગોત્રની દેવાનદા બ્રાહ્મણીની કૂખે, સિહના બચ્ચાની પેઠે અવતર્યા[7] [૨]

પછી (શક્રેદ્રની આજ્ઞાથી તેના પાયદળ સેનાના અધિપતિ હરિણેગમેસિ) દેવે[8] (તીર્થંકરે ક્ષત્રિયાણીને પેટે જન્મ લેવો એ જ)

૧ આ ગણતરી પૂનમે મહિનો પૂરો થતો ગણીને આપેલી છે પછીના હવાલેખોમાં પણ તેમ જ છે મૂળમા ઉનાળા માટે 'ગ્રિમ્હ' ગ્રીષ્મ શબ્દ છે

૨ જુઓ પ્રકરણને અતે ટિપ્પણ ન ૩

૩ તેના બીજા નામ મૂળમા આ પ્રમાણે છે મહાવિજય સિદ્ધાર્થ, પ્રવરપુડરીક તથા દિશાસૌવસ્તિક તેનુ મહાવિજય પુષ્પોત્તરાવતંસક એવુ નામ પણ પ્રસિદ્ધ છે કેટલાક મહાવિજયને તથા પ્રવરપુડરીકને વિશેષણ માને છે

૪ તેની સખ્યા મૂળમા ૨૦ સાગરોપમ વર્ષ આપેલી છે જુઓ ટિપ્પણ ન ૨

૫ જુઓ પ્રકરણને અતે ટિપ્પણ ૪

૬ જુઓ પ્રકરણને અતે ટિપ્પણ ૫

૭ તે જન્મ્યા ત્યારથી તેમને ત્રણ જ્ઞાન થયેલા હતા (જુઓ પ્રકરણને અતે ટિપ્પણ ન ૧) તેથી તે 'હું હવે દેવલોકમાથી ચ્યવવાનો છું એ જાણતા હતા પોતે ચ્યવ્યા એ પણ જાણતા હતા, પરતુ ચ્યવતા હતા તે કાળ નહોતા જાણતા કારણ કે તે કાળ બહુ સૂક્ષ્મ હોય છે '– આટલું અહી મૂળમા વધુ છે [૩]

૮ તેને માટે મૂળમા महावीर अणुकपतेण 'મહાવીર ભગવાન પ્રત્યે અનુકપા ભક્તિવાળા દેવે' એટલું જ છે

આચાર છે[1] એમ માની, વર્ષાઋતુના ત્રીજા માસે, પાંચમા પક્ષે, આસો વદ તેરસે, ૮૨ દિવસ વીત્યા બાદ ૮૩મા દિવસે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રે કુંડપુરના દક્ષિણ તરફના બ્રાહ્મણવિભાગમાંથી ભગવાન મહાવીરના ગર્ભને ઉપાડી,[2] કુંડપુરના ઉત્તર તરફના ક્ષત્રિયવિભાગમાં, જ્ઞાતવંશી ક્ષત્રિયોમાંના કાશ્યપગોત્રી સિદ્ધાર્થ ક્ષત્રિયની વસિષ્ઠ ગોત્રવાળી ત્રિશલા ક્ષત્રિયાણીની કૂખમાં, અશુભ પરમાણુઓ કાઢી નાખી, તેમની જગાએ શુભ પરમાણુઓ દાખલ કરીને મૂકી દીધો. અને જે ત્રિશલા ક્ષત્રિયાણીનો ગર્ભ હતો, તેને દેવાનંદા બ્રાહ્મણીની કૂખમાં મૂકી દીધો.[3] [૪]

નવ માસ ઉપર સાડા સાત દિવસ વીત્યા બાદ, ત્રિશલા ક્ષત્રિયાણીએ ઉનાળાના પહેલા મહિનામાં, બીજા પખવાડિયામાં, ચૈત્ર સુદ તેરસે ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં શ્રમણ ભગવાન મહાવીરને ક્ષેમકુશળપણે[4]

---

૧. 'जीयमेयं' ति कट्टु । મહાવીરે પોતાના આગલા કોઈ જન્મમાં ગોત્રમદ કર્યો હતો, તેની શિક્ષારૂપે તેમને બ્રાહ્મણીના પેટમાં રહેવું પડ્યું. બાકી, તીર્થંકરો વગેરે, અંત્યકુલોમાં (શૂદ્રાદિકનાં), અધમકુલોમાં, તુચ્છકુલોમાં, દરિદ્રકુલોમાં, કૃપણકુલોમાં, ભિક્ષુકકુલોમાં, બ્રાહ્મણકુલોમાં' અવતરી શકે જ નહિ. પ્રકરણને અંતે જુઓ ટિપ્પણ નં. ૬.

૨. દેવાનંદા માતાની યોનિને માર્ગે બહાર કાઢી ત્રિશલામાતાની ગર્ભશય્યામાં સીધો સ્થાપી દીધો. [૯૯૫૦]

૩. દેવાનંદાને પણ આવા ગર્ભરત્નની હાનિ થઈ, તેના કારણમાં તેનું પૂર્વ જન્મનું કૃત્ય બતાવવામાં આવે છે. દેવાનંદા અને ત્રિશલા બંને પૂર્વ જન્મમાં જેઠાણી દેરાણી હતાં. તે વખતે દેવાનંદાએ ત્રિશલાના રત્નનો કરંડિયો ચોરી લીધો હતો; માટે આ જન્મમાં આ રત્ન તેને ગુમાવવું પડ્યું. મૂળમાં અહીં એટલું વધારે છે કે, ત્રણ જ્ઞાનવાળા હોવાથી મહાવીર પોતાનું ગર્ભાંતરમાં સંહરણ થશે, થાય છે, અને થયું– એ ત્રણે કાળ જાણતા હતા. [૫]

૪. आरोयारोयम् ।

જન્મ આપ્યો. તે રાતે દેવદેવીઓએ[1] અમૃત, ગંધ, ચૂર્ણ, પુષ્પ તથા રત્નોની મોટી વૃષ્ટિ કરી, તથા ભગવાનને કૌતુકકર્મ (નજર ન લાગે તે માટે મસી-તિલક, રક્ષાબંધનાદિ પ્રયોગ), ભૂતિકર્મ (શરીરની રક્ષા માટે કરાતું ભસ્મલેપ, સૂત્રબંધનાદિ), અને તીર્થંકર તરીકેનો અભિષેક વગેરે કર્યાં. [૧૯]

જ્યારથી ભગવાન ત્રિશલા ક્ષત્રિયાણીની કૂખે આવ્યા, ત્યારથી તેમનું કુળ ધન, ધાન્ય, સોનુરૂપું, રત્ન વગેરેથી[2] ઘણી વૃદ્ધિ પામવા લાગ્યું આ વાત તેમના માતપિતાના લક્ષમાં આવતાં, તેમણે દશ દિવસ પૂરા થયે તથા (નાળ વધેરવા વગેરેની) અશુચિ દૂર થયા બાદ, ઘણું ખાનપાન તૈયાર કરવી, સગાવહાલાંને નિમંત્રણ આપ્યું, અને તેમને તથા બીજા યાચકવર્ગને[3] ખૂબ જમાડી કરી, તથા ભિખારી વગેરેને આપી કરી[4], બધાને મહાવીરના ગર્ભમાં આવ્યા બાદ થતી કુળની વૃદ્ધિની વાત જણાવી, કુમારનું 'વર્ધમાન' એવું નામ પાડ્યું. [૧૦૨]

મહાવીર માટે પાંચ દાઈઓ રાખવામાં આવી હતી તે આ પ્રમાણે દૂધ ધવરાવનાર, સ્નાન કરાવનાર, શણગારનાર, ખેલાવનાર અને ખોળામાં રાખનાર એ પાંચે ધાત્રીઓ વડે વીંટળાયેલા

---

૧ મૂળમાં ભવનપતિ વાનવ્યંતર જ્યોતિષિક અને વિમાનવાસી એમ ચાર પ્રકારના દેવદેવીના નામ છે 'તે દેવદેવીના ત્યાં ઊતરવાથી એક મોટો પ્રકાશ ભીડ, કોલાહલ તથા ધમાલ મચી ગયાં હતાં,' [૭] એટલું મૂળમાં અહીં વધારે છે દેવદેવીના ચાર પ્રકારના વર્ણન માટે જુઓ આ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૩

૨ મૂળમાં – હિરણ્ય સુવર્ણ ધન ધાન્ય, માણેક, મોતી, શંખ, શિલા, પ્રવાલ

૩ શ્રમણ – બ્રાહ્મણ – કૃપણ – વનીપક (ભિખારી), – ભિચ્છુંડ (ભિખારી) – પંડરગ (બાવા – શિવમાર્ગી)

૪ અથવા હાથાદોને એટલે નાતીલાઓને ઘેર પિરસણું વહેંચી કરી– એવો અર્થ પણ લેવાય

તથા એક ખોળામાંથી બીજા ખોળામાં જતા એવા ભગવાન, જેમ પર્વતની ગુફામાં (પવનથી સુરક્ષિતપણે) ચંપક વૃક્ષ વૃદ્ધિ પામે, તેમ પિતાના રમ્ય મહેલમાં[1] અનુક્રમે મોટા થવા લાગ્યા. [૧૩]

બાલ્યાવસ્થા પૂરી થતાં, સર્વકલાકુશળ એવા મહાવીર ભગવાન, અનુત્સુકપણે પાંચ પ્રકારનાં ઉત્તમ માનુષિક કામભોગો ભોગવતા વિહરવા લાગ્યા. [૧૪]

ભગવાનનાં આ પ્રમાણે ત્રણ નામ હતાં: માબાપે આપેલું 'વર્ધમાન;' પોતાના વૈરાગ્યાદિ સહજ ગુણોથી મળેલું 'શ્રમણ'; અને મોટા ભયો તથા નગ્નત્વ આદિ મહા દુઃખો[2] સહન કરવાને કારણે દેવોએ આપેલું 'શ્રમણ ભગવાન મહાવીર.'

ભગવાનના પિતાનાં પણ ત્રણ નામ હતાં: સિદ્ધાર્થ, શ્રેયાંસ, જસંસ (યશસ્વી?). ભગવાનની માતાનાં પણ ત્રણ નામ હતાં: ત્રિશલા, વિદેહદિન્ના[3], પ્રિયકારિણી. ભગવાનના કાકાનું નામ સુપાર્શ્વ હતું; મોટાભાઈનું નામ નંદિવર્ધન[4] હતું; અને મોટાં બહેનનું નામ સુદર્શના હતું.[5] ભગવાનની ભાર્યા યશોદા કૌંડિન્ય ગોત્રની હતી. તેનાથી

---

૧. मणिकोट्टिमतले।

૨. મૂળમાં 'પરિષહ' શબ્દ છે. સ્વીકારેલા ધર્મમાર્ગમાં ટકી રહેવા, અને કર્મબંધનોને ખંખેરી નાખવા માટે, જે જે સ્થિતિ સમભાવપૂર્વક સહન કરવી ઘટે છે, તે પરિષહ કહેવાય છે. ક્ષુધા, તૃષ્ણા, શીત, ઉષ્ણ, દંશમશક, નગ્નત્વ, અરતિ, સ્ત્રી, નિંદા, સત્કાર, રોગ, યાચના, અલાભ વગેરે કુલ ૨૨ પરિષહો ગણાય છે. જુઓ ઉત્તરાધ્યયન અધ્ય૦ ૨.

૩. ત્રિશલા વૈશાલીના વિદેહવંશી રાજા ચેટકનાં બહેન હોવાથી, તેમને વિદેહદિન્ના કહે છે. જુઓ આ માળાનું 'મહાવીરકથા' પા. ૭૩.

૪. તેમનું લગ્ન તેમના મામા અને વૈશાલીના પ્રધાન અધિપતિ ચેટકની પુત્રી સાથે થયું હતું.

૫. તેમનું લગ્ન ક્ષત્રિયકુંડપુરમાં જ થયું હતું, અને તેમને જમાલિ નામનો પુત્ર હતો. તેને મહાવીરની પુત્રી પ્રિયદર્શના વેરે પરણાવ્યો

ભગવાનને થયેલ પુત્રીનાં બે નામ હતા અનવદ્યા અને પ્રિયદર્શના. તે (પિતાના ગોત્ર ઉપરથી) કાશ્યપ ગોત્રી હતી. ભગવાનની દૌહિત્રી કૌશિક ગોત્રની હતી. તેને પણ બે નામ હતા શેષવતી અને યશોમતી [૧૫]

ભગવાનના માતપિતા પાર્શ્વનાથની[1] પરંપરાના શ્રમણોના અનુયાયી (ઉપાસક) હતા. તેઓએ ઘણા વર્ષ શ્રમણોપાસકનો આચાર પાળી, અંતે, છયે પ્રકારના જીવોની રક્ષાને નિમિત્તે, અન્નપાન છોડી દેહત્યાગ કર્યો.[2] ત્યાર બાદ તેઓ અચ્યુતકલ્પ નામના બારમા સ્વર્ગમાં દેવ તરીકે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તેઓ મહાવિદેહ ક્ષેત્રમાં[3] છેલ્લા ઉચ્છ્વાસ વખતે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ, નિર્વાણ પામશે, અને સર્વ દુઃખોનો અંત લાવશે [૧૬]

---

હતો. પોતાની પત્ની તથા બીજા પણ અનેક લોકો સાથે તેણે ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધી હતી પરંતુ, પછી મહાવીર સાથે મતભેદ પડતા, તે તેમના સંઘથી જુદો પડી ગયો, અને અનેક વર્ષ મહાવીર વિરુદ્ધ હિલચાલ ચલાવી, છેવટે પંદર દિવસના ઉપવાસ કરી મરી ગયો હતો

૧ મહાવીરની પહેલાના ૨૩મા જૈન તીર્થંકર તે ઈ સ પૂર્વે ૮૭૭મા બનારસમા જન્મ્યા હતા

૨ આ પ્રકારના દેહત્યાગને 'અપશ્ચિમ મારણાન્તિક સંલેખના' કહે છે અપશ્ચિમ એટલે આખરનું મારણાન્તિક એટલે મરણ વખતનું, સંલેખના એટલે શરીર અને કષાયોનું સંલેખન – તેમને કૃશ કરવારૂપી તપ તેનો વિધિ મૂળમા આ પ્રમાણે બતાવ્યો છે 'પૂર્વે કરેલા પાપ યાદ કરીને ગુરુ આગળ નિવેદિત કરી (આલોચના), તેમની નિંદા-ગર્હા કરી, ફરી ન કરવાનો નિશ્ચય કરી (પ્રતિક્રમણ), પોતે સ્વીકારેલા સંયમ, અહિંસાદિ પાંચ અણુવ્રતોની બાબતમા થયેલ દોષોનું યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત કરી, દાભની પથારી પર બેસી, અન્નત્યાગ કર્યો'

૩ જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૮

ભગવાન મહાવીરે[1] ત્રીસ વર્ષ ગૃહસ્થાશ્રમમાં નિર્લેપપણે[2] રહી, માબાપ દેવલોક પામતાં, પોતાની પ્રતિજ્ઞા[3] સમાપ્ત થઈ જાણી, પોતાનું ધનધાન્ય, સોનુંરૂપું, રત્ન વગેરે[4] યાચકોને વહેંચી દઈ, હેમંત ઋતુના પહેલા પક્ષમાં, માગસર વદ ૧૦મીના રોજ[5] પ્રવ્રજ્યા લેવાનો નિશ્ચય કર્યો. [૧૭]

દીક્ષા લેતા પહેલાં, આખું[6] એક વર્ષ તેમણે આ પ્રમાણે દાન આપ્યાં કર્યું : સૂર્યોદય થતાં જ દાન આપવાનું શરૂ કરે, તે સવારના નાસ્તાના સમય સુધીમાં એક કરોડ અને આઠ લાખ સોનામહોર આપી દે. એ રીતે આખા વર્ષમાં થઈને તેમણે ત્રણ અબજ, અઠ્ઠયાસી કરોડ અને એંસી લાખ સોનામહોરો દાનમાં આપી દીધી. તે બધું ધન (ઇંદ્રની આજ્ઞાથી) વૈશ્રમણ (કુબેરભંડારી)

---

૧. મૂળમાં અહીં મહાવીરનાં, જ્ઞાતવંશી, વિદેહ (ધ્યાનયોગ્ય વિશિષ્ટ બાંધાવાળા), વિદેહદિન્ન (વિદેહદિન્ના-ત્રિશલાના પુત્ર), વિદેહજચ્ચ (વિદેહજા ત્રિશલામાંથી થયું છે શરીર–અર્ચા–જેનું), વિદેહસૂમાલ (વિદેહસુકુમાર : ગૃહસ્થાવાસમાં સુકુમાર–ઉદાસ) –એટલાં વિશેષણો છે. વિદેહનો અર્થ ધ્યાનને યોગ્ય અમુક વિશિષ્ટ બાંધાવાળા, લેપરહિત, તથા ગૃહવાસ એવા જુદા જુદા લેવાય છે.

૨. विदेहत्ति कट्टु ।

૩. (ગર્ભાવાસમાં પોતે જ લીધેલી) તેમના જીવતાં સંન્યાસ ન લેવાની, કે માતપિતાના મૃત્યુ બાદ બે વરસ સુધી સંન્યાસ ન લેવાની (તેમના મોટા ભાઈએ લેવરાવેલી).

૪. હિરણ્ય–સુવર્ણ–બલ–વાહન, ધન–ધાન્ય–કનક–રત્ન–સંતસાર (સર્વોત્તમ – કીમતી વસ્તુ) વગેરે મિલકત (सावदेज्ज–स्वापतेय).

૫. મહાવીર ૨૮ વર્ષના થયા, ત્યારે તેમનાં માતાપિતા મરણ પામ્યાં. ત્યાર પછી મોટાભાઈના આગ્રહથી તે વધુ બે વર્ષ સંસારમાં રહ્યા. આ બે વર્ષ તેમણે નિર્દોષ નિર્જીવ આહાર જ ગ્રહણ કર્યો, ઠંડા સજીવ પાણીનો ત્યાગ કર્યો, અને પૂર્ણ બ્રહ્મચર્ય પાળ્યું.

અને તેના કુંડળધારી દેવોએ મહાવીરને પૂરું પાડ્યું હતું.[1] [૨-૩]

પંદર કર્મભૂમિમાં જ ઉત્પન્ન થનાર તીર્થંકરને જ્યારે દીક્ષા લેવાનો સમય નજીક આવે છે, ત્યારે પાંચમા કલ્પ બ્રહ્મલોકમાં કાળી રેખાવાળાં વિમાનોમાં રહેતા લોકાંતિક દેવો[2] તેમને આવીને કહે છે : 'હે ભગવન્, સકળ જગતના જીવોને હિતકર એવું ધર્મતીર્થ તમે પ્રવર્તાવો.' તે પ્રમાણે, ૨૯મા વર્ષમાં, તે દેવોએ આવી ભગવાનને વિનંતિ કરી. [૪-૬][3]

વાર્ષિક દાન પૂરું થતાં, ત્રીસમે વર્ષે ભગવાને દીક્ષા લેવાની તૈયારી કરી. તે વખતે, ચારે પ્રકારનાં દેવદેવી[4] પોતપોતાની તમામ સમૃદ્ધિ[5] સાથે પોતપોતાનાં વિમાનોમાં બેસી, કુંડપુરની ઉત્તરે આવેલા ક્ષત્રિયોના વાસની ઈશાની બાજુએ આવી પહોંચ્યાં.[6]

---

૧. एय मज्झरे दिण्णम् वरमणकुडलधरा देवा. . . , એ ત્રીજીગાથા શ્લોકમા આવતાં શબ્દ ઉપરથી સૂચિત થતો અર્થ. બાકી કુબેરભંડારી લોકાંતિકદેવોની પેઠે તીર્થંકરને બોધ આપે છે એમ મનાય શી રીતે?

૨ તેમની આઠ જાતિઓ છે : સારસ્વત, આદિત્ય. વહ્નિ, અરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ અને અરિષ્ટ. તેઓ વિષયરતિ વિનાના હોવાથી, દેવર્ષિ કહેવાય છે તેઓ ત્યાથી ચ્યુત થઈ, મનુષ્યજન્મ લઈ, મોક્ષ પ્રાપ્ત કરે છે. તેમની (મરુત સાથે) નવ જાતિ પણ ઠાણાંગાદિમા છે જુઓ 'તત્ત્વાર્થસૂત્ર' (વિદ્યાપીઠ) પા. ૧૮૫.

૩. આના તથા તેની ઉપરના ફકરાના ૧-૩, તથા ૪૬ એ, અંકો વચ્ચે આવતા શ્લોકના છે

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૩

૫ પોતપોતાના રૂપ-નેપથ્ય ચિહ્ન (चिंध), તથા સર્વ પ્રકારની ઋદ્ધિ-દ્યુતિ બલસમુદય સાથે

૬. તેમના આવવાની રીત મૂળમા આ પ્રમાણે વર્ણવી છે:— પ્રથમ તો સ્થૂલ પુદ્ગલો પલટાવીને સૂક્ષ્મ પુદ્ગલો પરિણમાવ્યા જેથી ઊડી શકાય; પછી અસંખ્ય દ્વીપ સમુદ્ર ઓળંગી, ચપળતાવાળી દિવ્ય દેવગતિથી, કુંડપુર સંનિવેશના ઈશાન ખૂણામા આવીને ઊતર્યાં.

પછી હેમંત ઋતુના પ્રથમ મહિને, પ્રથમ પક્ષે, માગશર વદ દશમને સુવ્રત નામે દિવસે, વિજય નામના મુહૂર્તે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને યોગે, છાયા પૂર્વ તરફની તથા બરાબર પુરુષ જેટલી લાંબી થતાં, ભગવાનને શુદ્ધ[1] જળથી સ્નાન કરાવવામાં આવ્યું,[2] અને ઉત્તમ

---

૧. દીક્ષા વખતે તીર્થંકરને ઠંડા પાણીથી સ્નાન કરાવવાનો આચાર છે. પછી જૈન મુનિ સજીવ અણઉકાળ્યું ઠંડું પાણી વાપરી જ ન શકે.

૨. અહીં મૂળમાં, શક્ર દેવેંદ્રે પોતાના પ્રભાવથી (વૈક્રિય સમુદ્દ્ઘાત કરીને) કેવી રીતે મનોહર દેવચ્છંદક (ઘુમટદાર છતવાળું આસનસ્થાન) તથા સિંહાસન બનાવ્યું, અને મહાવીરને સિંહાસન ઉપર પૂર્વાભિમુખે બેસાડી, શતપાક અને સહસ્રપાક તેલો વડે મર્દન કર્યું, પછી ગંધકાષાયિક (સુગંધી તથા પીળા રંગના) વસ્ત્ર વડે તેમને લૂછીને પવિત્ર પાણીથી નવરાવ્યા; પછી તેમને લાખોની કિંમતના [ તેમજ पडोलभित्तऐणं (?) पासातिपण] ઠંડા રક્ત ગોરશીર્ષચંદનનો લેપ કર્યો; પછી તેમને હંસ સમાન સફેદ (અથવા હંસની આકૃતિઓવાળાં) બે વસ્ત્ર તથા હાર, અર્ધહાર, ઉરસ્થ (છાતી ઉપરનું આભરણ), એકાવલી (એકસેરો), પ્રાલંબ (લાંબી માળા), સૂત્રપટ (કંદોરો), મુકુટ, રત્નમાલાદિ આભૂષણો પહેરાવ્યાં, તેમજ ગૂંથેલી, (ગંઠિમ), વીંટેલી (વેઢિમ), ભરેલી (પૂરિમ) અને જૂથેલી (સંઘાતિમ) માળાઓ વડે કલ્પતરુની પેઠે શણગાર્યાં, તેની વિગતો છે. [ ૧૯-૨૦ ].

ત્યાર બાદ ઇંદ્રે પાછો બીજી વાર વૈક્રિયસમુદ્ઘાત કરીને હજારજણા ઊંચકી શકે તેવી જે ચંદ્રપ્રભા શિબિકા (પાલખી) બનાવી તેનું વર્ણન આવે છે. જેમ કે, ઇહામૃગ–આખલો–અશ્વ–મનુષ્ય–મગર–પક્ષી–વાનર–કુંજર–રુરુ (હરણ) –શરભ–ચમરીગાય–સિંહ–વનલતા વગેરેનાં ચિત્રોથી (વિચિત્ર); વિદ્યાધરના યુગલ જેવી યંત્રસંચાલિત બે પુતળીઓથી યુક્ત (વિજ્જાહર-જમલજુયલજંતજુત્ત); હજાર સૂર્ય જેવી પ્રકાશિત, સારી રીતે ચીતરેલાં ચિત્રોથી ભરેલી, અતિશય દેદીપ્યમાન હોવાથી આંખે જોતાં જાણે નજરમાં ખૂંપી જતી હોય તેવી (ભિસમાણં, ભિબ્ભિસમાણં, ચક્ખુલ્લોયણલેસં), મોતીઓ અને મોતીઓની જાળથી યુક્ત, સોનાનાં પતરાંવાળી, ઝૂલતી મોતીઓની માળાઓવાળી, હાર-અર્ધહાર વગેરે ભૂષણોથી શોભતી, અતિશય દેખવા લાયક, પદ્મલતા વગેરે અનેક લતાઓથી ચિત્રિત, શુભ, મનોહર

એક[1] ઝીણાં બે વસ્ત્રો તથા આભૂષણો પહેરાવવામાં આવ્યાં. ત્યાર બાદ તેમને માટે ચંદ્રપ્રભા નામની મોટી સુશોભિત પાલખી લાવવામાં આવી; તેમાં પાદપીઠ સહિત એક સુંદર રત્નજડિત મહામૂલ્યવાન સિંહાસન હતું જરામરણથી મુક્ત ભગવાન માળા, મુકુટ, સુંદર આભૂષણ, તથા કીમતી રેશમી વસ્ત્ર ધારણ કરી, નિર્મળ શુભ મનોભાવ સાથે તેમાં બેઠા. તે વખતે તેમણે બે દિવસના એટલે કે છ ટંકના નિર્જળા ઉપવાસ કર્યા હતા, તથા એક જ વસ્ત્ર ધારણ કર્યું હતું પછી તેમને વાજતેગાજતે[2] ગામ બહાર જ્ઞાતૃખંડ ક્ષત્રિયોના ઉદ્યાનમાં[3] લઈ જવામાં આવ્યા[4]. ત્યાં જમીનથી એક હાથ જેટલી અધ્ધર રાખેલી શિબિકામાંથી તે ધીરેધીરે નીચે

આકારવાળી, વિવિધ પ્રકારના પંચવર્ણી મણિઓ તથા પતાકાઓ વડે શોભતા અગ્રશિખરવાળી, પ્રાસાદિક, દર્શનીય, સુરૂપ [૨૧] કલ્પસૂત્રના ટીકાકારે જણાવ્યું છે કે, દેવોએ કરેલી એ બધી વસ્તુઓ મનુષ્યોએ કરેલી બધી વસ્તુઓમાં સમાઈ ગઈ, તેથી કશું ભિન્ન દેખાયું નહિ

૧ મૂળમાં 'હંસલક્ષણ' છે તેનો 'હંસની ભાતવાળા' એવો અર્થ પણ થાય. આ વસ્ત્રના બીજા વિશેષણો જાણવા જેવા છે : ફૂંકથી પણ ઊડી જાય તેવું, ઉત્તમ નગર-પટ્ટણમાં બનેલું, કુશળ પુરુષોએ વખાણેલું, ઘોડાના ફીણ જેવું, કોમળ, કોર ઉપર ઉત્તમ કારીગરોએ (છેકાચાર્યોએ) સોનાની ઝીક ભરેલું

૨ પડહ-ભેરી-ઝાલર શંખાદિક લાખો વાજાંનો અવાજ ગગનમાં તેમ જ ધરણી ઉપર થયો દેવો ચાર પ્રકારના (તત-વિતત-ઘન-શુષિર) અનેક વાદ્ય સેંકડો નૃત્યાદિ સહિત વગાડવા લાગ્યા

૩ તેમાં જ તેમનું દ્યુતિપલાશ નામનું ચૈત્ય પણ હતું

૪ પાલખીની બંને બાજુએ શક્ર અને ઈશાનેંદ્ર રત્નજડિત હાથાવાળા ચામર ઢોળતા હતા પ્રથમ તો તે પાલખી મનુષ્યોએ ઉપાડી, પછી સુર-અસુર વગેરે દેવોએ ઉપાડી : જેમ કે :— પૂર્વ તરફ દેવો રહ્યા, દક્ષિણ તરફ અસુરો રહ્યા, પશ્ચિમ તરફ ગરુડો રહ્યા, અને ઉત્તરમાં નાગો રહ્યા દેવગણોથી તે વખતે આકાશની શોભા ખીલેલા પુષ્પવન જેવી થઈ ગઈ. [શ્લોક ૭-૧૭]

ઊતર્યા, અને પૂર્વ દિશામાં મોં રાખી સિંહાસન ઉપર બેઠા. ત્યાર બાદ તેમણે બધા અલંકાર ઉતારી નાખ્યા;[૧] તથા પાંચ મૂઠીઓ ભરી, જમણા હાથથી જમણા, અને ડાબા હાથથી ડાબા એમ બધા કેશો ઉખાડી નાખ્યા.[૨] પછી સિદ્ધોને નમસ્કાર કરી, 'હવેથી હું કાંઈ પણ પાપ નહિ કરું,' એવો નિયમ લઈ, ઉત્તમ ચારિત્રનો[૩] સ્વીકાર કર્યો. તે બધું, બધાં દેવમનુષ્યો ચિતરામણમાં ચીતરેલાંની પેઠે સ્તબ્ધ બની, જોઈ રહ્યાં.[૪] [૨૨]

ભગવાનને ચારિત્ર[૫] લીધા બાદ મનઃપર્યવજ્ઞાન[૬] પ્રાપ્ત થયું. તેથી તે મનુષ્યલોકની અંદરનાં પંચેન્દ્રિય અને વ્યક્ત મનવાળાં[૭] પ્રાણીઓના મનોગત ભાવોને જાણવા લાગ્યા. [૨૩]

---

૧. તેમને વૈશ્રમણ દેવે સફેદ વસ્ત્રમાં લઈ લીધા, એમ મૂળમાં છે.

૨. તેમને શક્ર દેવેંદ્રે હીરાના (વજ્રમય) થાળમાં લઈ લીધા અને ભગવાનની અનુજ્ઞાથી ક્ષીર સમુદ્રમાં પહોંચાડ્યા, એમ મૂળમાં છે.

કલ્પસૂત્ર-સુબોધિકામાં કુલમહત્તરા (વૃદ્ધ સ્ત્રી)ને સોંપી વર્ણવી છે.

૩. મૂળમાં 'સામાયિક ચારિત્રનો' એમ છે. 'સમભાવમાં—આત્મિક શુદ્ધ દશામાં—સ્થિર રહેવા, બધી અશુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો', તે સામાયિક ચારિત્ર.

૪. તે વખતે ઇંદ્રના કહેવાથી દેવ-મનુષ્યોના વાજિંત્રોનો ઘોંઘાટ બંધ પડ્યો હતો' એમ મૂળમાં વધુ છે.

૫. મૂળમાં 'ક્ષાયોપશમિક સામાયિક ચારિત્ર' એવો શબ્દ છે. 'ક્ષયોપશમ એક પ્રકારની આત્માની શુદ્ધિ છે, કે જે કર્મના ઉદયમાં નહિ આવેલા અંશના ઉપશમથી અને ઉદયમાં આવેલ અંશના ક્ષયથી પ્રગટ થાય છે. ત્યારે, ઉદયમાં આવેલ કે ન આવેલ તમામ કર્મના સંબંધ અત્યંત છૂટી જવાથી થતી આત્માની વિશુદ્ધિ, એ ક્ષાયિક કહેવાય.

૬. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણે જ્ઞાન તેમને જન્મથી જ પ્રાપ્ત હતાં. આ બધાં જ્ઞાનોની સમજણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૭. આ તથા બીજાં વિશેષણોની સમજૂતી માટે જુઓ ટિ. નં. ૧.

પ્રવ્રજ્યા લીધા બાદ, ભગવાન મહાવીરે મિત્ર, જ્ઞાતિ, સ્વજન અને સંબંધીવર્ગને પાછો વિદાય કર્યો; અને પોતે એવો નિયમ લીધો કે, હવેથી બાર વર્ષ સુધી હું કાયાની સારસંભાળ કે મમતા રાખ્યા વિના,[1] જે કોઈ વિઘ્નો અને સંકટો[2] આવી પડશે, તે બધાં અડગપણે સહન કરીશ, અને તે તે વિઘ્નો નાખનાર પ્રત્યે ક્ષમાભાવ રાખીશ.[3] આવો નિયમ લઈ, મહાવીર ભગવાન, એક મુહૂર્ત જેટલો દિવસ બાકી રહ્યો, ત્યારે, કુમ્માર ગામ[4] આવી પહોંચ્યા. [ ૨૩-૪ ]

ત્યાર બાદ, ભગવાન શરીરની મમતા કે પરવા છોડી, રહેઠાણ, પર્યટન, સાધનસામગ્રી, તપ, સંયમ, બ્રહ્મચર્ય, ક્ષાંતિ, ત્યાગ, સંતોષ તથા રૂડાં ફળવાળા નિર્વાણ–મુક્તિ–માર્ગ વગેરે[5]માં

---

૧. वोसट्ठकाये, चत्तदेहे ।

૨. ઉપસર્ગો. દેવોએ કરેલા, મનુષ્યોએ કરેલા, કે તિર્યંચ–(પશુપંખી)થી થયેલા, એમ ઉપસર્ગના ત્રણ પ્રકાર મૂળમાં છે

૩. सहिस्सामि, खमिस्सामि, अहियासइस्सामि ।

૪. વૈશાલી (કુંડગ્રામ)થી નાલંદા જતાં રસ્તામાં ૧૭-૧૮ માઈલ ઉપર કુમ્મર ગામ છે, તે કુમ્માર હોવાનો સંભવ છે.

૫. મૂળમાં: નિવાસસ્થાન, વિહાર, સંયમ, ઉપકરણ, સંવર, તપ, બ્રહ્મચર્ય, ક્ષાંતિ, ત્યાગ, સંતોષ, સમિતિ, ગુપ્તિ, સ્થાન, કર્મ વગેરે'—એટલી વિગતો છે. તેમાં, વિહાર એટલે એક જગાએ સ્થિર ન રહેતાં વિચર્યા કરવું તે. સંયમના સત્તર પ્રકાર છે: પાંચ ઇંદ્રિયનો નિગ્રહ; પાંચ અવ્રતનો ત્યાગ; કામ, ક્રોધ, માયા, લોભ એ ચાર કષાયોનો જય; અને મનવાણી તથા કાયાની વિરતિ. સંવર એટલે, જેનાથી કર્મ બંધાય તેવી પ્રવૃત્તિઓ (આસ્રવ)નો વિરોધ કરવો તે. સમિતિ એટલે, સમ્યક્ પ્રવૃત્તિ, તેના પાંચ પ્રકાર: કાળજીપૂર્વક ચાલવું, બોલવું, જીવનનિર્વાહ કરવો, વસ્તુઓ લેવી મૂકવી અને અનુપયોગી વસ્તુઓ ફેંકી આવવી. મન વાણી અને કાયાને ઉન્માર્ગે જતા રોકવાં, તે ગુપ્તિ. સ્થાન એટલે એક ઠેકાણે ઊભા રહેવું.

સર્વોત્તમ પરાક્રમ દાખવતા તથા તે બધાથી પોતાના આત્માને ગુણયુક્ત કરતા, વિચરવા લાગ્યા. [ ૨૪ ]

તે વખતે તે ઉપકાર–અપકાર, સુખ–દુઃખ, લોક–પરલોક, જીવન–મૃત્યુ, આદર–અપમાન, વગેરેમાં સમબુદ્ધિ રાખતા; સંસાર-સમુદ્રને પાર કરવા નિરંતર પ્રયત્ન કરતા; અને કર્મરૂપી શત્રુનો સમુચ્છેદ કરવામાં તત્પર રહેતા.

એ પ્રમાણે વિચરતાં ભગવાનને દેવ, મનુષ્ય કે પશુપંખી તરફથી જે જે વિઘ્નો નડ્યાં, તે બધાં તેમણે મનને મેલું થવા દીધા વિના, અવ્યથિત રીતે, તથા અદીનપણે સહન કર્યાં; અને મન-વચન-કાયાને પૂરેપૂરાં વશમાં રાખ્યાં. [ ૨૪ ]

આમ બાર વર્ષ પૂરાં થયાં. ત્યાર બાદ, તેરમા વર્ષમાં, ઉનાળાના બીજા મહિનામાં, ચોથા પખવાડિયામાં, વૈશાખ સુદ ૧૦ ના સુવ્રત નામના દિવસે, વિજય નામના મુહૂર્તે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને યોગે, છાયા પૂર્વ તરફની તથા પુરુષ જેટલી બરાબર લાંબી થતાં, જૃંભક નામના ગામની બહાર, ઋજુવાલિકા નદીના ઉત્તર કિનારે, શ્યામાક નામના ગૃહસ્થના ખેતરમાં,[1] વેયાવત્ત નામના ચૈત્યના ઈશાન ખૂણામાં, શાલવૃક્ષની પાસે, ભગવાન ગોદોહાસને– ઢીંચણ ઊંચા અને માથું નીચે, એ પ્રમાણે–ઉભડક બેસી, ધ્યાનમગ્ન અવસ્થામાં તડકો તાપી રહ્યા હતા. તે વખતે તેમને છ ટંકના નિર્જળા ઉપવાસ થયા હતા, અને શુક્લધ્યાનમાં[2] તેમની

---

૧. कट्ठकरणंसि।

૨. આખા જગતના ભિન્નભિન્ન વિષયોમાં અસ્થિરપણે ભટકતા મનને, કોઈ પણ એક વિષય ઉપર લાવી સ્થિર કરવામાં આવે, અને પછી એક વિષય ઉપર સ્થિરતા આવતાં, છેવટે મન પણ તદ્દન શાંત-નિષ્પ્રકંપ બની જાય, ત્યારે જ્ઞાનનાં બધાં આવરણો વિલય પામી, સર્વજ્ઞપણું પ્રગટે છે. ત્યાર પછી શ્વાસપ્રશ્વાસ જેવી સૂક્ષ્મક્રિયાઓ પણ અટકી જઈ, આત્મપ્રદેશનું સર્વથા અકંપપણું પ્રગટે છે. અંતે શેષ સર્વ કર્મ ક્ષીણ થઈ મોક્ષ પ્રાપ્ત થાય છે.

સ્થિતિ થઈ હતી તે વખતે તેમને નિર્વાણરૂપ, સંપૂર્ણ[1], પ્રતિપૂર્ણ, અવ્યાહત, નિરાવરણ, અનંત અને સર્વોત્તમ એવું કેવળ જ્ઞાનદર્શન[2] ઉત્પન્ન થયું [૨૫]

હવે ભગવાન અર્હત્, જિન, કેવલી[3] સર્વજ્ઞ તથા સર્વભાવ દર્શી થયા, અને દેવ, મનુષ્ય અને અસુર વગેરે આખા લોકના સર્વજીવોના વિવિધ ભાવો,[4] જાણવા તથા દેખવા લાગ્યા. [૨૬]

ભગવાનને કેવળજ્ઞાન થયું, તે વખતે દેવદેવીઓની આવજાથી અંતરિક્ષમાં ધમાલ મચી રહી પછી ભગવાને પોતાને તેમજ લોકને બરાબર તપાસીને, પ્રથમ દેવલોકને[5] ધર્મ કહી સંભળાવ્યો અને પછી મનુષ્યોને મનુષ્યોમાં ભગવાને ગૌતમાદિ[6] શ્રમણ નિર્ગ્રંથોને ભાવનાઓ સાથે પાંચે મહાવ્રત છયે જીવવર્ગોની માહિતી સાથે કહી સંભળાવ્યાં [૨૭-૨૯]

પહેલું મહાવ્રત હું સર્વ ભૂત-પ્રાણોની હિંસાનો યાવજ્જીવન ત્યાગ કરું છું સ્થૂલ, સૂક્ષ્મ, સ્થાવર કે જંગમ કોઈ પણ પ્રાણીની મન વચન અને કાયાથી હું જાતે હિંસા નહિ કરું, બીજા પાસે

---

૧ સંપૂર્ણ એટલે સર્વ વસ્તુઓને જણાવનારું પ્રતિપૂર્ણ એટલે સર્વ વસ્તુઓના સંપૂર્ણ ભાવોને જણાવનારું અવ્યાહત એટલે ક્યાંય અટકે નહિ તેવું અને નિરાવરણ એટલે તમામ આવરણોથી રહિત

૨ દર્શન એટલે વસ્તુનું સામાન્ય ભાન અને જ્ઞાન એટલે તેનું વિશેષ જ્ઞાન

૩ અર્હત્ એટલે ત્રિભુવનની પૂજાને યોગ્ય, જિન એટલે રાગદ્વેષાદિ ઉપર જય મેળવનાર, કેવલી એટલે કેવળજ્ઞાની

૪ મૂળમાં તેની વિગતો આમ છે 'જીવની આ લોકમાં આગતિ (આવવું), ગતિ (જવું), સ્થિતિ (રહેવું) કે પરલોકમાં દેવ-નરક ભૂમિમાં જન્મવું કે ત્યાંથી આવવું તેનું ખાધુંપીધું, કર્યું કારવ્યું ભોગવ્યું સેવ્યું, બોલ્યું ચિંતવ્યું તથા તેનાં તમામ ગુપ્ત અને પ્રગટ કાર્યો

૫ જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૬

૬ મહાવીરના પટ્ટશિષ્ય જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૭

નહિ કરાવું, કે કોઈ કરતો હશે તેને અનુમતિ નહિ આપું. હું તે પાપમાંથી નિવૃત્ત થાઉં છું, તેને હું નિંદું છું, ગહું છું[1] અને મારી જાતને તેમાંથી છૂટી કરું છું.

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે:

૧ લી ભાવના: તે નિગ્રંથ કોઈ જંતુને કલેશ ન થાય તે રીતે સાવધાનતાપૂર્વક[2] ચાલે. કારણ કે, બેદરકારીથી ચાલે, તો જીવજંતુની હિંસા થાય.

૨ જી ભાવના: તે નિગ્રંથ પોતાનું મન તપાસે;[3] તેને પાપયુક્ત, સદોષ, સક્રિય, કર્મબંધન ઉપજાવનાર, તથા પ્રાણીઓના વધ, છેદ કે ભેદ અને કલહ, પ્રદ્વેષ કે પરિતાપયુક્ત ન થવા દે.

૩ જી ભાવના: તે નિગ્રંથ પોતાની વાણી તપાસે; તથા તેને (ઉપર પ્રમાણે) પાપયુક્ત કે સદોષ- તથા કલહ, પ્રદ્વેષ અને પરિતાપયુક્ત ન થવા દે.

૪ થી ભાવના: તે નિગ્રંથ વસ્તુમાત્રને બરાબર જોઈ તપાસી, સાફ કરીને લે કે મૂકે[4] કારણ કે બેદરકારીથી લે કે મૂકે, તો જીવજંતુને ત્રાસ, ઉદ્વેગ હિંસાદિ થાય.

૫ મી ભાવના: તે નિગ્રંથ પોતાનાં અન્નપાન પણ જોઈ-તપાસીને ઉપયોગમાં લે. કારણકે, બેદરકારીથી લે, તો જીવજંતુની તે પ્રમાણે હિંસા થાય.

આટલું કરે, તો તે મહાવ્રત શરીરથી બરાબર સ્વીકાર્યું, પાળ્યું, પાર ઉતાર્યું, પ્રશંસ્યું, સ્થિર કર્યું, કે જિનોની આજ્ઞા પ્રમાણે આરાધ્યું કહેવાય.

બીજું મહાવ્રત: હું સર્વપ્રકારના જૂઠરૂપી વાણીદોષનો યાવજ્જીવન

---

૧. નિંદા પોતાની સાખે, અને ગર્હા બીજાની સાખે.—ટીકા.

૨. (ચાર હાથ આગળ નજર રાખીને.) મૂળ:-ईर्यासमिति युक्त બનીને.

૩. મૂળમાં 'પરિજ્ઞા' ધાતુ છે. તેનો અર્થ 'જાણીને ત્યાગવું' એવો થાય છે.

૪. आयाणभंडनिक्खेवणासमिते।

ત્યાગ કરું છું ક્રોધથી, લોભથી, ભયથી કે હાસ્યથી, હું મન વાણી કાયાથી અસત્ય નહિ આચરું, બીજા પાસે નહિ આચરાવું, કે કોઈ આચરતો હશે તેને અનુમતિ નહિ આપું (હું તે પાપમાંથી નિવૃત્ત થાઉં છું, વગેરે ઉપર પ્રમાણે)

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે

૧ લી ભાવના તે નિર્ગ્રંથ વિચારીને બોલે કારણ કે વગર વિચાર્યું બોલવા જતાં જૂઠ બોલાઈ જવાય

૨ જી ભાવના તે નિર્ગ્રંથ ક્રોધનો ત્યાગ કરે કારણ કે ગુસ્સામાં આવી જઈ જૂઠ બોલાઈ જવાય

૩ જી ભાવના તે નિર્ગ્રંથ લોભનો ત્યાગ કરે. કારણ કે, લોભમાં તણાઈ જૂઠ બોલાઈ જવાય

૪ થી ભાવના તે નિર્ગ્રંથ ભયનો ત્યાગ કરે કારણ કે, ભયમાં આવી જઈ જૂઠ બોલાઈ જવાય

૫ મી ભાવના તે નિર્ગ્રંથ હાસ્યનો ત્યાગ કરે કારણ કે, ટીખળ–મશ્કરીમાં જૂઠ બોલાઈ જવાય

આટલું કરે, તો તે મહાવ્રત બરાબર આચર્યું કહેવાય (વગેરે ઉપર મુજબ)

ત્રીજું મહાવ્રત હું સર્વ પ્રકારની ચોરીનો[1] યાવજ્જીવન ત્યાગ કરું છું ગામ, નગર કે અરણ્યમાં થોડું યા ઘણું નાનું યા મોટું સચિત્ત કે અચિત્ત એવું કશું જ હું બીજાએ આપ્યા વિના ઉઠાવી નહિ લઉં, બીજા પાસે નહિ લેવરાવું, કે કોઈ લેતો હશે તેને અનુમતિ નહિ આપું (વગેરે ઉપર મુજબ)

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે

૧ લી ભાવના તે નિર્ગ્રંથ વિચાર કરીને મિત પ્રમાણમાં વસ્તુઓ માગે, નહીં તો તેનાથી ચોરીનો દોષ થઈ જવાનો

---

૧ મૂળ 'અદત્તાદાન'–ન આપેલું લેવું તે

૨ જી ભાવના: તે નિર્ગ્રંથ માગી આણેલ અન્નપાન આચાર્યાદિકને જણાવીને તેમની પરવાનગીથી જ ખાય, નહીં તો તેનાથી ચોરીનો દોષ થઈ જવાનો.

૩ જી ભાવના: તે નિર્ગ્રંથ પ્રમાણ બાંધીને[1] જ વસ્તુઓ માગે, નહીં તો તેનાથી ઇત્યાદિ.

૪ થી ભાવના: તે નિર્ગ્રંથ વારંવાર તે પ્રમાણ નક્કી કરતો જાય, નહીં તો તેનાથી ચોરીનો દોષ થઈ જવાનો.

૫ મી ભાવના: તે નિર્ગ્રંથ સાધર્મિકોની બાબતમાં[2] પણ વિચારીને તથા મિત પ્રમાણમાં જ વસ્તુઓ માગે,

આટલું કરે, તો તે મહાવ્રત બરાબર આચર્યું કહેવાય.

ચોથું મહાવ્રત: હું સર્વ પ્રકારના મૈથુનનો યાવજ્જીવન ત્યાગ કરું છું. હું દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી મૈથુન જાતે નહિ સેવું, બીજા પાસે નહિ સેવરાવું, કે કોઈ સેવનો હશે તેને અનુમતિ નહિ આપું. (વગેરે ઉપર મુજબ.)

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે:

૧ લી ભાવના: તે નિર્ગ્રંથ વારંવાર સ્ત્રી સંબંધી વાતો ન કરે. કારણ કે, તેમ કરતાં ચિત્તની શાંતિનો ભેદ–ભંગ થાય, અને કેવળીએ ઉપદેશેલા ધર્મથી ભ્રષ્ટ થવાય.

૨ જી ભાવના: તે નિર્ગ્રંથ સ્ત્રીઓના મનોહર અવયવો જુએ કે ચિંતવે નહિં.

૩ જી ભાવના: તે નિર્ગ્રંથ સ્ત્રી સાથે પહેલાં કરેલી કામક્રીડા યાદ ન કર્યા કરે.

૪ થી ભાવના: તે નિર્ગ્રંથ પ્રમાણથી વધારે તેમજ ઘી વગેરે વધુ રસોવાળું[3] અન્નપાન ન સેવે.

---

૧. एत्तावताव उग्गहणसीले।

૨. તેમને માટે કે તેમની પાસેથી.

૩. प्रणीत — સ્નિગ્ધ, કામોદ્દીપક.

૫ મી ભાવના · તે નિર્ગ્રંથ સ્ત્રી, માદાપશુ કે નપુંસકથી સેવાયેલ આસન કે શયન ન વાપરે.

આટલું કરે, તો તે મહાવ્રત બરાબર આચર્યું કહેવાય

પાંચમું મહાવ્રત હું સર્વ પ્રકારના પરિગ્રહ[1] [આસક્તિ] નો યાવજ્જીવન ત્યાગ કરું છું હું થોડી યા ઘણી, નાની યા મોટી, સચિત્ત કે અચિત્ત એવી કોઈ વસ્તુમાં પરિગ્રહબુદ્ધિ નહિ રાખું. [વગેરે ઉપર મુજબ ]

તે મહાવ્રતની આ પ્રમાણે પાંચ ભાવનાઓ છે.

૧ લી ભાવના તે નિર્ગ્રંથ કાનથી મનોહર શબ્દો સાંભળી, તેમાં આસક્તિ, રાગ કે મોહ ન કરે, તેમજ ન ગમતા શબ્દો સાંભળી દ્વેષ ન કરે કારણ કે, તેમ કરવાથી ચિત્તની શાંતિનો ભેદ થાય, અને કેવળીએ ઉપદેશેના ધર્મથી ભ્રષ્ટ થવાય

કાનમાં શબ્દ પડતા અટકાવવા શક્ય નથી,
પરંતુ, તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા

૨ જી ભાવના તે નિર્ગ્રંથ આંખથી મનોહર રૂપો દેખી, તેમાં આસક્તિ વગેરે ન કરે, તેમજ ન ગમતા રૂપો દેખી દ્વેષ ન કરે

આંખે રૂપ ચડતા અટકાવવા શક્ય નથી
પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા

૩ જી ભાવના તે નિર્ગ્રંથ નાકથી મનોહર ગંધ સૂંઘી, તેમાં આસક્તિ ન કરે, તેમજ ન ગમતા ગંધ સૂંઘી દ્વેષ ન કરે

નાકે ગંધ આવતો અટકાવવો શક્ય નથી
પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા

૪ થી ભાવના તે નિર્ગ્રંથ જીભથી મનગમતા સ્વાદ ચાખી, તેમાં આસક્તિ ન કરે, તેમજ ન ગમતા સ્વાદ ચાખી દ્વેષ ન કરે.

---

૧ પરિગ્રહ એટલે પદાર્થોમાં રાગદ્વેષબુદ્ધિ જુઓ આગળ તે વ્રતની ભાવનાઓમાં શ્લોકની કડીઓ

જીભે સ્વાદ આવતો અટકાવવો શક્ય નથી;
પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

૫મી ભાવના : તે નિર્ગ્રંથ મનગમતા સ્પર્શ અનુભવી, તેમાં આસક્તિ ન કરે; તેમજ ન ગમતા સ્પર્શ અનુભવી દ્વેષ ન કરે.

ચામડીથી સ્પર્શ થતો અટકાવવો શક્ય નથી;
પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.
આટલું કરે તો તે મહાવ્રત બરાબર આચર્યું કહેવાય.

આ પાંચ મહાવ્રતો અને તેમની પચીસ ભાવનાઓથી યુક્ત એવો સંન્યાસી ભિક્ષુ, શાસ્ત્ર, આચાર અને માર્ગ[1] અનુસાર તેમને બરાબર પાળી, જ્ઞાનીઓની આજ્ઞાનો આરાધક એવો સાચો ભિક્ષુ બને છે.

1. अहासुय, अहाकप्पं, अहामग्गं ।

# ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧:** જૈનો જ્ઞાનના પાંચ પ્રકાર માને છે: મતિ શ્રુતિ અવધિ, મનઃપર્યવ અને કેવલ. તેમાંનાં પહેલાં બે પરોક્ષ છે, કારણ કે, તે જ્ઞાન થવામાં પાંચ જ્ઞાનેંદ્રિયો અને મનની મદદની જરૂર રહે છે, ત્યારે છેલ્લા ત્રણ ઇંદ્રિય–મનની મદદ વિના જ, આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થતા હોવાથી, પ્રત્યક્ષ છે. **મતિજ્ઞાન** એટલે પાંચ ઇન્દ્રિયો અને મન વડે થતું જ્ઞાન. **શ્રુતજ્ઞાન** એટલે શાસ્ત્ર વગેરે સાંભળવાથી થતું જ્ઞાન. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં ફેર એટલો છે કે, મતિજ્ઞાન વિદ્યમાન વસ્તુમાં પ્રવૃત્ત થાય છે, અને શ્રુતજ્ઞાન ત્રૈકાલિક વિષયોમાં પ્રવૃત્ત થાય છે. **અવધિજ્ઞાન** એટલે ઇંદ્રિયો અને મનની મદદ વિના જ આત્માની યોગ્યતાના બળથી થતું, સમગ્ર લોક સુધીના બધા રૂપી મૂર્ત દ્રવ્યોનું જ્ઞાન. અલબત્ત, આ જ્ઞાન વસ્તુના સમગ્ર ભાવો નથી જ જાણી શકતું. **મનઃપર્યવજ્ઞાન** એટલે સંજ્ઞી, પંચેંદ્રિય, પર્યાપ્ત, અને વ્યક્ત મનવાળા પ્રાણીઓના માનસિક ચિંતનોનું જ્ઞાન. અવધિજ્ઞાન આખા લોક સુધીના સર્વ પુદ્ગલદ્રવ્યનું ગ્રહણ કરી શકે છે, પણ મનઃપર્યવજ્ઞાન મનરૂપ બનેલા પુદ્ગલ – અને તે પણ માનુષોત્તર પર્વત અને મનુષ્યક્ષેત્રની અંદરના – જાણી શકે છે. આમ એનો વિષય અવધિજ્ઞાન કરતાં અત્યંત અલ્પ છે, પણ પોતાના વિષયની સૂક્ષ્મતાઓ તે વિશેષ પ્રમાણમાં જાણતું હોવાથી, તેના કરતાં વિશુદ્ધતર છે. તેના કેટલાક વિશેષણોની વિશેષ સમજૂત નીચે પ્રમાણે છે: હિતપ્રાપ્તિ અને અહિતપરિહાર માટે ગુણદોષની વિચારણા તે સંજ્ઞા. તેવી વિચારણા કરી શકે તેવું પુષ્ટ (ભૌતિક), દ્રવ્ય મન, તે 'વ્યક્ત મન'. આ વિશેષણ આપવાનું કારણ એ છે કે, દરેક ઇંદ્રિય ભાવ અને દ્રવ્ય, એમ બે રૂપે હોય છે. ભાવઇંદ્રિય એટલે તે પ્રકારની આત્માની શક્તિ, અને દ્રવ્યઇંદ્રિય એટલે એ શક્તિ જેને આધારે કામ કરી શકે, એવી પરમાણુની બનેલી વસ્તુ. પર્યાપ્ત એટલે કે આહાર, શરીર, ઇંદ્રિય, પ્રાણાપાન, ભાષા અને મન એ છ પર્યાપ્તિઓમાંથી પોતપોતાની યોનિ અનુસાર બધી પર્યાપ્તિઓ જેણે પ્રાપ્ત કરી હોય તેવું. **કેવળજ્ઞાન** એ સર્વ વસ્તુઓ અને સર્વ ભાવોનું સંપૂર્ણ પ્રત્યક્ષ જ્ઞાન છે. ઉપરનાં ચારે જ્ઞાનો ગમે તેટલાં શુદ્ધ હોય, છતાં ચેતના–શક્તિના અપૂર્ણ વિકાસરૂપ હોવાથી, એક પણ વસ્તુના સમગ્ર ભાવોને જાણવાને અસમર્થ હોય છે એવો નિયમ

છે કે, જે જ્ઞાન કોઈ એક વસ્તુના સંપૂર્ણ ભાવોને જાણી શકે, તે બધી વસ્તુના સંપૂર્ણ ભાવોને પણ ગ્રહણ કરી શકે. અને એ જ જ્ઞાન પૂર્ણ કહેવાય છે. તે જ્ઞાન વખતે બીજાં જ્ઞાનો નથી રહેતાં; કારણ કે, ઉપરની ચાર જ્ઞાનશક્તિઓ આત્મામાં સ્વાભાવિક નથી, પણ કર્મના આવરણ અનુસાર આવેલી છે. ત્યારે, કેવળજ્ઞાન તો કર્મનું આવરણ સર્વથા દૂર થયા બાદ થયું હોવાથી, કર્મજન્ય ઔપાધિક શક્તિઓનો અવકાશ જ રહેતો નથી.

**ટિપ્પણ નં. ૨:** જૈનો કાળચક્રના બે ભાગ પાડે છે: એક નીચે જતો, અને એક ઉપર જતો. પહેલો તે અવસર્પિણી અને બીજો તે ઉત્સર્પિણી તે દરેક ભાગ ૧૦× (૧ કરોડ×૧ કરોડ) સાગર વર્ષોનો બનેલો છે; અને દરેકના છ ભાગ છે. તે આરા કહેવાય છે. અવસર્પિણીના છ આરા આ પ્રમાણે છે: સુખમાસુખમા, સુખમા, સુખમાદુઃખમા, દુઃખમાસુખમા, દુઃખમા, દુઃખમાદુઃખમા. તેનાથી ઊલટા તે ઉત્સર્પિણીના આરા છે. એટલે કે, અવસર્પિણીમાં સુખ વગેરે ઘટતાં જાય છે, અને ઉત્સર્પિણીમાં વધતાં જાય છે.

સાગર વર્ષની એક રીતે ગણતરી આ પ્રમાણે છે: બે હજાર કોસનું એક યોજન, એવો ૧ યોજન પહોળો અને ૧ યોજન ઊંડો ખાડો હોય; તેને, ઉત્કૃષ્ટ ભોગભૂમિમાં થતા, તથા જેને જન્મ્યે છ દિવસ થયા છે એવા ઘેટાના વાળ ઉપરના સુંવાળા સુંવાળા છેડાઓ કાપીને, તેના વડે ઠસોઠસ ભરે; પછી દર સો વર્ષે એમાંથી વાળનો એક છેડો કાઢે; એ રીતે આખો ખાડો ખાલી થતાં જે સમય લાગે, તે વ્યવહારપલ્ય કહેવાય. એવા 'અસંખ્ય' વ્યવહારપલ્યનો એક અદ્ધાપલ્ય થાય. તેવા ૧૦× (૧ કરોડ×૧ કરોડ) અદ્ધાપલ્યનો એક સાગર થાય

અવસર્પિણીના છ આરાનું માપ આ પ્રમાણે છે:
પહેલો આરો ૪× (૧ કરોડ × ૧ કરોડ) સાગર વર્ષ
બીજો આરો ૩× ( ,, ,, ) ,,
ત્રીજો આરો ૨× ( ,, ,, ) ,,
ચોથો આરો ૧× ( ,, ,, ) ,, (—૪૨૦૦૦)
પાંચમો આરો ૨૧૦૦૦ વર્ષ.
છઠ્ઠો આરો ૨૧૦૦૦ વર્ષ.

**ટિપ્પણ નં. ૩:** જૈનોની માન્યતા પ્રમાણે દેવોની ચાર જાતિઓ છે. ભવનપતિ (અસુર, નાગ વગેરે;) વ્યંતર (કિન્નર, ગાંધર્વ, યક્ષ, ભૂત,

પિશાચ વગેરે), જ્યોતિષ્ક (સૂર્ય, ચ દ્ર ગ્રહ, નક્ષત્ર, તારા), અને વૈમાનિક વૈમાનિક દેવો એ પારિભાષિક નામ છે કારણકે, બીજા જ્યોતિષ્ક દેવોને પણ વિમાન હોય છે વૈમાનિકોના બે ભેદ છે કલ્પોપપન્ન અને કલ્પાતીત સૌધર્મ, ઐશાન, સાનત્કુમાર, માહે દ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત એ બાર કલ્પો છે તેમા રહેનારા કલ્પોપપન્ન કહેવાય છે તેમની ઉપર ૯ ગ્રૈવેયક અને પાચ અનુત્તર દેવવિમાનો છે. તેમની ઉપર મુક્તજીવોનું સિદ્ધક્ષેત્ર છે સ્થિતિ, પ્રભાવ, સુખ, દ્યુતિ, અ ત કરણની વિશુદ્ધિ, ઇંદ્રિયવિષય અને અવધિવિષયમા ઉપર ઉપરના દેવો અધિક હોય છે અને ગતિ, શરીર, પરિગ્રહ તથા અભિમાનમા ઉપર ઉપરના દેવો હીન હોય છે ગતિ ઓછી હોવાનું કારણ, ઉપરઉપરના દેવોમા ઉત્તરોત્તર મહાનુભાવતા અને ઉદાસીનતા અધિક હોવાથી, તેમની દેશાતર વિષયક ક્રીડા કરવાની રતિ ઓછીઓછી થતી જાય છે, એ છે

**ટિપ્પણ નં. ૪:** જૈનોની માન્યતા પ્રમાણે લોકના અધો, મધ્યમ, અને ઊર્ધ્વ એવા ત્રણ ભાગ છે અધોલોક અને ઊર્ધ્વલોકમા અનુક્રમે નારકીઓ અને દેવોના સ્થળ છે મધ્યલોકમા મનુષ્ય વગેરેના સ્થાન છે તેમા અસ ખ્ય દ્વીપો અને સમુદ્રો છે તે, ક્રમથી, દ્વીપની આસપાસ સમુદ્ર અને સમુદ્રની આસપાસ દ્વીપ એ રીતે ગોઠવાયેના છે અને તેમની રચના ઘ ટીના પડ અને થાળા જેવી છે. જ બુદ્વીપ બધાની મધ્યમા હોવાથી, તેનો આકાર થાળી જેવો છે, જ્યારે, બીજા બધા દ્વીપો ચૂડી જેવા છે

જ બુદ્વીપને સાત ક્ષેત્રો (વર્ષ, વ શ, વાસ્ય)મા વહે ચી નાખવામા આવ્યાં છે પહેલુ ક્ષેત્ર ભરત છે તેની ઉત્તરે અનુક્રમે હૈમવત, હરિ, વિદેહ, રમ્યક, હિરણ્યવત અને ઐરવત ક્ષેત્રો આવેલા છે તે સાતેને એક બીજાથી જુદા પાડનાર ૭ પર્વતો છે તે વર્ષધર કહેવાય છે તેમના નામ અનુક્રમે હિમવાન, મહાહિમવાન, નિષધ, નીલ, રુક્મી અને શિખરી છે

જ બુદ્વીપ ઉપરાત તેની આજુબાજુ આવેલો ધાતકીખ ડદ્વીપ અને અર્ધો પુષ્કરદ્વીપ એટલો મનુષ્યલોક કહેવાય છે પુષ્કરની મધ્યમા માનુષોત્તર પર્વત છે તેનાથી પાર કોઈ માણસ જન્મતો નથી જ બુદ્વીપની આસપાસ આવેલા લવણ સમુદ્રમા ૫૬ અ તરદ્વીપો છે તે પણ મનુષ્યલોકમા જ ગણાય છે બીજા સમુદ્રોમા અ તરદ્વીપ નથી

**ટિપ્પણ નં. ૫**: હૉર્નેલના અભિપ્રાય મુજબ, લિચ્છવીઓની રાજધાની વૈશાલીમાં, તે વખતે, વૈશાલી (અત્યારનું મુજફ્ફર જિલ્લામાં આવેલું બસાર) ઉપરાંત, વાણિજ્યગ્રામ અને કુંડગ્રામ જેવાં બીજાં કેટલાંક મોટાં સ્થાનોનો (સંનિવેશ) સમાવેશ થતો હતો. એમ કહી શકાય કે, વૈશાલી, વાણિજ્યગ્રામ અને કુંડગ્રામ અથવા (કુંડપુર) એ ત્રણ મળીને જે મોટું શહેર થતું, તે આખાને પ્રસંગાનુસાર તે તે નામથી ઓળખવામાં આવતું. ખરી રીતે, દક્ષિણપૂર્વનો ભાગ તે વૈશાલી, ઉત્તરપૂર્વનો ભાગ તે કુંડપુર, અને પશ્ચિમ તરફનો ભાગ તે વાણિજ્યગ્રામ. વૈશાલી અને વાણિજ્યગ્રામ વચ્ચે ગંડકી નદી હતી એમ આવશ્યકસૂત્રમાં જણાવ્યું છે. કુંડગ્રામના નામથી વૈશાલીને મહાવીરના જન્મસ્થળ તરીકે ઓળખાવી, તેમને વૈશાલિક પણ કહેવામાં આવે છે. તે કુંડપુર, એટલે કે, આખા વૈશાલીના ઈશાન ખૂણામાં કોલ્લાગ સંનિવેશ આવેલો હતો. અહિં સંનિવેશનો અર્થ વિભાગ અથવા પરું લેવો જોઈએ. તે કોલ્લાગ વિભાગમાં જ્ઞાતવંશી ક્ષત્રિયો રહેતા હતા.

મહાવીરના પિતા સિદ્ધાર્થ કોલ્લાગના નાય (જ્ઞાત) વંશી ક્ષત્રિયોના આગેવાન હશે. જૈનગ્રંથોમાં તેમના વૈભવનું અતિશયોક્તિભર્યું વર્ણન કરવામાં આવે છે; છતાં ક્યાંય તેમને કુંડપુરના રાજા તરીકે નથી ઓળખાવ્યા. ઊલટું, તેમનો ઉલ્લેખ હંમેશાં 'ક્ષત્રિય સિદ્ધાર્થ' એવો જ કરવામાં આવ્યો છે.

**ટિપ્પણ નં. ૬**: દેવોમાં એ જન્મે કોઈ વિરતિ પામી શકતું નથી; પરિણામે, મહાવીરનો તે ઉપદેશ ખાલી ગયો; કારણ કે, તેઓમાંથી કોઈએ પ્રતિબોધ પામી, વ્રત અંગીકાર કર્યા નહિ. તીર્થંકરનો ઉપદેશ ખાલી જાય, એ એક આશ્ચર્ય ગણાય છે. આ અવસર્પિણીમાં એવાં દશ આશ્ચર્યો બન્યાં છે. તેમાંનાં મહાવીરના જીવનને લગતાં બીજાં આશ્ચર્ય આ છે: કેવલજ્ઞાન થયા પછી કેવલીને ઉપસર્ગ —સંકટ—હોય નહિ, પણ મહાવીરને મારવા ગોશાલે તેજોલેશ્યાનો પ્રયોગ કર્યો હતો; કોઈ તીર્થંકરને ગર્ભ બદલવા પડ્યા નથી, પણ મહાવીરને બદલવો પડ્યો હતો; સૂર્યચંદ્ર પોતાનાં મૂળ વિમાનો સાથે મહાવીરને કૌશાંબીમાં વંદન કરવા આવ્યા હતા; અને મહાવીરના શરણના પ્રભાવથી ભુવનપતિ દેવોમાંનો ચમરેંદ્ર પણ સૌધર્મ દેવેંદ્રનો નાશ કરવા ઉપલા દેવલોકમાં જઈ શકયો હતો, અને હાર્યા છતાં જીવતો રહી શકયો હતો.

ટિપ્પણ નં. ૭: અપાપા નગરીમાં સોમિલ બ્રાહ્મણે યજ્ઞ કર્યો હતો, અને તેમાં તેણે યજ્ઞકર્મમાં કુશળ ગણાતા ગૌતમ, સુધર્મા વગેરે ૧૧ દ્વિજોને બોલાવ્યા હતા યજ્ઞ ચાલતો હતો તે વખતે, મહાવીર તે ગામમાં આવ્યા. તેથી, દેવો યજ્ઞમાં ન જતાં તેમનો ઉપદેશ સાંભળવા ગયા. તેથી ગુસ્સે થઈ, ગૌતમ વગેરે મહાવીરને હરાવવા તેમની પાસે ગયા; અને જાતે જ હારી બેઠા. વધુ માટે જુઓ 'મહાવીરસ્વામીનો સંયમધર્મ,' પા. ૨ તથા ૨૦૪.

ટિપ્પણ નં.૮: મહાવિદેહ ક્ષેત્ર: એવી જૈન માન્યતા છે કે, મહાવીરના નિર્વાણ પછી તરત જ જે ૨૧૦૦૦ વર્ષનો દુઃષમા કાળ બેઠો છે, તેમાં મહાવીર પછીના ત્રીજા આચાર્ય જંબુસ્વામી નિર્વાણ પામ્યા પછીથી આ અવસર્પિણીચક્ર પૂરતું આ ક્ષેત્રમાંથી કેવળજ્ઞાન લુપ્ત થઈ ગયું છે. અર્થાત્ હવે આ ચક્ર પૂરું થઈ ઉત્સર્પિણી ચક્ર શરૂ થાય ત્યાં સુધી કોઈ કેવળજ્ઞાની–તીર્થંકર કે મુક્ત થઈ શકે નહીં માત્ર એક મનુષ્ય જન્મ બાકી રહે તેવી નિર્મળ સ્થિતિ જ અહીં પ્રાપ્ત થઈ શકે. પરંતુ તે બાકીનો જન્મ પણ ભરતક્ષેત્રને બદલે મહાવિદેહક્ષેત્રમાં થાય, કે જ્યાં દુઃષમસુષમા નામનો કાળ સ્થાયી ભાવે પ્રવર્તે છે. ત્યાં તીર્થંકર, કેવળજ્ઞાન, મોક્ષ વગેરે ભાવો તેથી કરીને સંભવી શકે છે.

જંબુદ્વીપને પૂર્વથી પશ્ચિમ આડા પડેલા છ વર્ષધર પર્વતો સાત વર્ષ અથવા ક્ષેત્રોમાં વહેંચી નાખે છે: જેમકે છેક દક્ષિણેથી શરૂ કરીએ તો ભરત–હૈમવત–હરિ–વિદેહ–રમ્યક–હૈરણ્યવત્–ઐરવત. તેમાં વિદેહ ક્ષેત્ર બરાબર જંબુદ્વીપની મધ્યમાં આવેલું તથા સૌથી મોટું હોઈ, મહાવિદેહ કહેવાય છે. જંબુની નાભિરૂપ મેરુ પણ વિદેહની મધ્યમાં જ આવેલો છે વિદેહ ક્ષેત્રમાં ઉત્તરકુરુ અને દેવકુરુ નામનાં જે બે ક્ષેત્ર આવેલાં છે, તે સૌથી વધુ ભાગ્યશાળી છે, કારણકે ત્યાં નિરંતર સુષમસુષમા નામનો (સત્યયુગ જેવો કાળ) નિરંતર ચાલ્યા કરે છે. પરંતુ વિદેહના બાકીના પૂર્વ અને અપર ભાગમાં આવેલા સોળ સોળ એમ કુલ ૩૨ પ્રદેશો કે જે 'વિજય' કહેવાય છે, તેમાં દુઃષમસુષમા કાળ પ્રવર્તે છે, અને તે કર્મભૂમિ ગણાય છે

-ર્મભૂમિ એટલે જેમાં મોક્ષમાર્ગને જાણનાર–ઉપદેશનાર તીર્થંકર પેદા થઈ શકે તે. ભરત, ઐરવત અને (દેવકુરુ–ઉત્તરકુરુ બાદ કરતાં)

વિદેહ ક્ષેત્ર એ કર્મભૂમિ ગણાય છે. બાકીનાં બધાં ક્ષેત્રો અકર્મભૂમિ છે. કર્મભૂમિમાં પણ ભરત અને ઐરવત દરેકના સાડીપચીસ – સાડીપચીસ દેશ, તથા વિદેહના ૩૨ 'વિજય' એ આર્ય પ્રદેશ કહેવાય છે. બાકીના મ્લેચ્છ.

થાળી જેવા જંબુદ્વીપની આસપાસ ચૂડીના આકારનો લવણસમુદ્ર છે. તેમાં ૫૬ અંતર્દ્વીપ છે. તે મનુષ્યલોક છે, પણ કર્મભૂમિ નથી. એ લવણસમુદ્રની આસપાસ ગોળ ફરતો ચૂડી આકારનો ધાતકીખંડ દ્વીપ છે. તેમાં સાતે ક્ષેત્રો જંબુદ્વીપના નામનાં જ છે, પણ તે દરેકની સંખ્યા બબ્બે છે. એટલે તેમાં કુલ ૧૪ ક્ષેત્રો છે. તે ધાતકીખંડની આસપાસ પાછો ગોળ ફરતો ચૂડીના આકારનો કાલોદધિ સમુદ્ર છે. તેમાં અંતર્દ્વીપ નથી. તે કાલોદધિની આસપાસ ગોળ ફરતો ચૂડીના આકારનો પુષ્કરવર દ્વીપ છે. તેમાં પણ સાતે ક્ષેત્રો જંબુદ્વીપના નામનાં જ છે, પણ તે દરેકની સંખ્યા ચાર ચાર છે. એટલે તેમાં કુલ ૨૮ ક્ષેત્ર છે. તે પુષ્કર દ્વીપની બરાબર વચમાં ગોળ ફરતો કંકણ જેવો માનુષોત્તર પર્વત છે. તેનાથી પુષ્કરદ્વીપની ચૂડી વચમાંથી સળંગ ગોળ બે ભાગમાં વહેંચાઈ જાય છે. અર્થાત એક નાની ચૂડીની ફરતે બરાબર એક મોટી ચૂડી મૂકી દીધી હોય, તેવા તેના બે ભાગ પડી જાય છે. તે દરેક ભાગમાં પેલાં સાત ક્ષેત્રો બબ્બેની સંખ્યામાં એટલે ૧૪-૧૪ વહેંચાઈ ગયાં છે હવે જંબુદ્વીપ, ધાતકીખંડ અને માનુષોત્તર પર્વત સુધીનો અર્ધો પુષ્કરદ્વીપ એ મનુષ્યલોક કહેવાય છે. તેની બહાર કોઈ મનુષ્ય જન્મ પામતો નથી. અર્થાત્ કુલ પાંચ ભરતક્ષેત્રો (૧ જંબુનું, બે ધાતકીનાં, અને બે પુષ્કરનાં), એમ સાતે ક્ષેત્રો પાંચ પાંચ થઈને કુલ ૩૫ ક્ષેત્રો, અને લવણસમુદ્રવાળા ૫૬ અંતર્દ્વીપ એ મનુષ્યની પેદાશવાળાં છે. તેમાંથી પાંચ ભરતક્ષેત્રો, પાંચ ઐરવત ક્ષેત્રો, અને (દેવકુરુ–ઉત્તરકુરુ વિનાનાં) પાંચ વિદેહ ક્ષેત્રો એ કર્મભૂમિ છે — બાકીનાં વીસ ક્ષેત્રો અને અંતર્દ્વીપ અકર્મભૂમિ છે.

# ૧૬

## વિમુક્તિ[1]

સર્વોત્તમ એવા જ્ઞાની પુરુષોનો આ ઉપદેશ સાંભળીને માણસે વિચારવું જોઈએ કે, આરે અંતિમાં પ્રાણી અનિત્ય શરીરને જ પામે છે. એમ વિચારી, ડાહ્યો પુરુષ ઘરનું બંધન છોડી દઈ, દોષયુક્ત પ્રવૃત્તિઓ અને (તેમના કારણરૂપ) આસક્તિનો[2] નિર્ભયપણે ત્યાગ કરે. [ ૧ ]

તે પ્રકારે, ઘરબારની આસક્તિનો, તથા અનંત જીવોની હિંસાનો ત્યાગ કરી, સર્વોત્તમ એવી ભિક્ષાચર્યાથી વિચરતા વિદ્વાન ભિક્ષુને, મિથ્યાદૃષ્ટિ લોકો, સંગ્રામમાં હાથીને બાણોથી વીંધે, તેમ કડવાં વચનોથી વીંધે છે; તથા બીજા ઉપદ્રવો કરે છે. તેવે પ્રકારે કઠોર શબ્દો અને ઉપદ્રવોથી પીડાવા છતાં, તે જ્ઞાની, મનને કલુષિત થવા દીધા વિના તે બધું સહન કરે, અને ગમે તેવા પવનમાં અકંપ રહેતા પર્વતની પેઠે અડગ રહે. [ ૨-૩ ]

ભિક્ષુ સુખદુઃખમાં સમભાવ રાખી, જ્ઞાની પુરુષોની સોબતમાં રહે, અને અનેક પ્રકારનાં દુઃખોથી દુઃખી એવાં સ્થાવર, જંગમ પ્રાણીઓને પોતાની કોઈ પણ ક્રિયાથી પરિતાપ ન આપે. એ પ્રમાણે કરનારો તથા પૃથ્વીની પેઠે બધું સહી લેનારો મહા મુનિ ઉત્તમ શ્રમણ કહેવાય છે. [ ૪ ]

ઉત્તમ ધર્મપદને અનુસરનારા, તૃષ્ણારહિત, ધ્યાન અને સમાધિથી યુક્ત, તથા અગ્નિની જ્વાળા જેવા તેજસ્વી — એવા તે વિદ્વાન ભિક્ષુનાં તપ, પ્રજ્ઞા અને યશ વૃદ્ધિ પામે છે. [ ૫ ]

---

૧. આ ઉદ્દેશું અધ્યયન ચોથી ચૂડા કહેવાય છે.

૨. आरम्भ, परिग्रह ।

સર્વ દિશાઓમાં ક્ષેમકર, મહામોટાં, નિષ્કિંચન[1] કરનારાં, તથા અંધારાને દૂર કરી, તેજની પેઠે ત્રણે બાજુએ[2] પ્રકાશનારાં મહાવ્રતો, સર્વનું રક્ષણ કરનારા અનંત જિને પ્રગટ કર્યાં છે. [ ૬ ]

બધા બંધાયેલામાં તે ભિક્ષુ અબદ્ધ થઈને વિચરે, સ્ત્રીઓમાં આસક્ત ન થાય, અને માન — સત્કારની અપેક્ષા ન રાખે. આ લોક તથા પરલોકની આશા ત્યાગનારો તે પંડિત, કામગુણોમાં ફસાય નહિ. [ ૭ ]

એ પ્રમાણે કામગુણોથી મુક્ત રહી, વિવેકપૂર્વક આચરણ કરતા, તે ધૃતિમાન તથા સહનશીલ ભિક્ષુનાં પૂર્વે કરેલાં બધાં પાપકર્મ, અગ્નિથી ચાંદીનો મેલ દૂર થઈ જાય, તેમ દૂર થઈ જાય છે; વિવેકજ્ઞાનને અનુસરનારો, આકાંક્ષા વિનાનો અને મૈથુનથી ઉપરત થયેલો તે બ્રાહ્મણ, જેમ સાપ જૂની કાંચળીને છોડી દે, તેમ દુઃખશય્યાથી મુક્ત થાય છે. [ ૮-૯ ]

અપાર પાણીનાં ઓઘરૂપી મહાસમુદ્રની પેઠે, સંસારને જ્ઞાનીઓએ હાથ વડે દુસ્તર કહ્યો છે. તે સંસારનું સ્વરૂપ અર્થાત્ માણસ તેમાં કેવી રીતે બંધાય છે, તથા તેમાંથી શી રીતે વિમુક્ત થાય છે — તે બધું જ્ઞાનીઓ પાસેથી સમજીને, હે પંડિત, તેનો તું ત્યાગ કર. જે એમ કરે છે, તે મુનિ જ ( કર્મોનો ) 'અંત લાવનાર' કહેવાય છે. [ ૧૦-૧ ]

આ લોક અને પરલોક — બંનેમાં જેને કશું બંધન નથી, તથા જે બધા પદાર્થોની આકાંક્ષાથી રહિત 'નિરાલંબ' અને અપ્રતિબદ્ધ છે, તે ગર્ભમાં આવવા-જવામાંથી મુક્ત થાય છે, એમ હું કહું છું. [ ૧૨ ]

---

૧. મૂળ : 'નિઃસ્વકર,—સર્વ કર્મો તથા મળને દૂર કરનારાં.

૨. ઉપર નીચે અને મધ્યમાં.

## સુભાષિતો

अणेगचित्ते खलु अयं पुरिसेः से केयणं अरिहइ पूरइत्तए। (३ : ११३)

જગતના લોકોની કામનાનો પાર નથી. તેઓ ચાળણીમાં પાણી ભરવાનો પ્રયત્ન કરે છે.

कामा दुरतिक्कमा, जीवियं दुप्पडिवूहगं, कामकामी खलु अयं पुरिसे, से सोयइ जूरइ तिप्पइ परितप्पइ (२ : ९२)

કામો પૂર્ણ થવા અશક્ય છે અને જીવિત વધારી શકાતું નથી. કામકામી મનુષ્ય શોક કર્યાં જ કરે છે, તથા ઝૂર્યાં કરે છે.

आसं च छन्दं च विगिंच धीरे! तुमं चेव तं सल्लमाहट्टु; जेण सिया तेण नो सिया। (२ : ८४)

હે ધીર, તું આશા અને સ્વચ્છંદને છોડી દે. તે બેનું શલ્ય સ્વીકારીને જ તું રખડયા કરે છે. સુખનું સાધન માનેલી વસ્તુઓ જ તારા દુઃખનું કારણ થઈ પડે છે.

नालं ते तव ताणाए वा सरणाए वा, तुमंपि तेसिं नालं ताणाए वा सरणाए वा। जाणित्तु दुःखं पत्तेयसायं अणभिक्कन्तं च खलु वयं सपेहाए खणं जाणाहि पंडिए जाव सोत्तपरिन्नाणेहिं अपरिहायमाणेहिं आयट्ठं सम्मं समणुवासेज्जासि-त्ति बेमि। (२ : ६८-७१)

તારાં સગાંસંબંધી, વિષયભોગો કે દ્રવ્યસંપત્તિ સારું રક્ષણ કરી શકતાં નથી, કે તને બચાવી શકતાં નથી; તેમજ, તું પણ તેમનું રક્ષણ કરી શકતો નથી, કે તેમને બચાવી શકતો નથી. દરેકને પોતાનાં સુખદુઃખ જાતે જ ભોગવવાં પડે છે. માટે, જ્યાં

સુધી પોતાની ઉંમર હજુ મૃત્યુથી ઘેરાઈ નથી, તથા શ્રોત્રાદિ ઇંદ્રિયોનું બળ તેમ જ પ્રજ્ઞા સ્મૃતિ મેધા વગેરે કાયમ છે, ત્યાં સુધી, અવસર ઓળખી, શાણા પુરુષે પોતાનું કલ્યાણ સાધી લેવું જોઈએ.

विमुत्ता हु ते जणा, जे जणा पारगामिणो। लोभं अलोभेण दुगुञ्छमाणे लद्धे कामे नोऽभिगाहइ। (२:७४)

જેઓ કામગુણોને ઓળંગી જાય છે, તેઓ ખરેખર મુક્ત છે. અકામથી કામને દૂર કરતા તેઓ, પ્રાપ્ત થયેલા કામગુણોમાં પણ ખૂંચતા નથી.

सयं मूढे धम्मं नाभिजाणइ। इयाहु वीरे: अप्पमाओ महामोहे! अलं कुसलस्स पमाएणं सन्तिमरणं संपेहाए, भेउरधम्मं संपेहाए। (२:८४)

કામભોગોમાં સતત મૂઢ રહેતો માણસ ધર્મને ઓળખી શકતો નથી. વીર ભગવાને કહ્યું છે કે, તે મહા મોહમાં બિલકુલ પ્રમાદ ન કરવો. શાંતિના સ્વરૂપનો અને મરણનો વિચાર કરીને, તથા શરીરને નાશવંત જાણીને, કુશળ પુરુષ કેમ પ્રમાદ કરે?

सव्वे पाणा पियाउया, सुहसाया, दुक्खपडिकूला, अप्पियवहा, पियजीविणो, जीविउकामा, सव्वेसिं जीवियं पियं। सएण विप्पमाएणं पुढो वयं पकुव्वइ, जंसिमे पाणा पव्वहिया, पडिलेहाए नो निकरणाए, एस परिन्ना पवुच्चइ, कम्मोवसन्ती। से तं संबुज्झमाणे आयाणीयं, समुट्ठाय तम्हा पावकम्मं नेव कुज्जा न कारवेज्जा। (२:८०,९६-७)

બધા પ્રાણોને આયુષ્ય અને સુખ પ્રિય છે. તથા દુઃખ અને વધ અપ્રિય તથા પ્રતિકૂળ છે. તેઓ જીવિતની કામનાવાળા અને જીવિતને પ્રિય માનનારા છે. બધાને જીવિત પ્રિય છે. પ્રમાદને લીધે પ્રાણોને અત્યાર સુધી જે વ્યથા આપી છે, તેને બરાબર સમજીને,

ફરીથી તેવું ન કરવું, તેનું નામ ખરી સમજ છે. અને એ જ કર્મોની ઉપશાંતિ છે. ભગવાને આપેલી આ સમજને સમજતો, અને સત્ય માટે ઉદ્યમવંત થયેલો મનુષ્ય, કોઈ પણ પાપકર્મ કરે નહિ, કે કરાવે નહિ. (કારણ કે, પાપકર્મમાત્રમાં કોઈ ને કોઈ જીવવર્ગની હિંસા કે દ્રોહ રહેલાં છે.)

से मेहावी जे अणुग्घायणस्स खेयन्ने, जे य बन्धपमोक्ख-मन्नेसी (२:१०२)

જે અહિંસામાં કુશળ છે, અને જે બંધથી મુક્ત મેળવવાની જ તરખટમાં રહે છે, તે સાચો બુદ્ધિમાન છે.

जे पमत्ते गुणट्ठिए, से हु दण्डे पवुचइ; तं परिन्नाय मेहावी, 'इयाणिं नो जमहं पुव्वमकासी पमाएणं'। (१:३४-६)

પ્રમાદ અને તેને પરિણામે કામગુણોમાં આસક્તિ, એ જ હિંસા છે. માટે બુદ્ધિમાને, 'પ્રમાદથી જે મેં પહેલું કર્યું, તે હવેથી નહિ કરું,' એવો નિશ્ચય કરવો જોઈએ.

पहू य एजस्स दुगुन्छणाए। आयंकदंसी 'अहियं' ति नच्चा ॥

जे अज्झत्थं जाणइ, से बहिया जाणइ; जे बहिया जाणइ, से अज्झत्थं जाणइ: एयं तुलं अन्नेसिं। इह सन्तिगया दविया नावकंखन्ति जीविउं। (१:५५-७)

જે માણસ વિવિધ પ્રાણોની હિંસામાં પોતાનું જ અનિષ્ટ જોઈ શકે છે, તે તેનો ત્યાગ કરવા સમર્થ થઈ શકે છે.

જે માણસે પોતાનું દુઃખ જાણે છે, તે બહારનાનું દુ:ખ જાણે છે; અને જે બહારનાનું જાણે છે તે પોતાનું દુઃખ પણ જાણે છે. શાંતિને પામેલા સંયમીઓ બીજાની હિંસા કરીને જીવવા નથી ઇચ્છતા.

से बेमि — नेव सयं लोगं अब्भाइक्खेज्जा, नेव अत्ताणं अब्भाइक्खेज्जा। जे लोगं अब्भाइक्खइ, से अत्ताणं अब्भाइक्खइ, जे अत्ताणं अब्भाइक्खइ, से लोगं अब्भाइक्खइ। (१:२२)

મનુષ્યે અન્ય જીવોની બાબતમાં બેદરકાર ન રહેવું. જે અન્ય જીવની બાબતમાં બેદરકાર રહે છે, તે પોતાની બાબતમાં પણ બેદરકાર રહે છે; તથા જે પોતાની બાબતમાં બેદરકાર રહે છે, તે અન્ય જીવની બાબતમાં પણ બેદરકાર રહે છે.

जे गुणे से आवट्टे, जे आवट्टे से गुणे : उड्ढं अहं तिरियं पाईणं पासमाणे रूवाइं पासइ, सुणमाणे सद्दाइं सुणइ; उड्ढं अहं तिरियं पाईणं मुच्छमाणे रूवेसु मुच्छइ सद्देसु यावि। एत्थ अगुत्ते अणाणाए। एस लोए वियाहिए पुणो पुणो गुणासाए वंकसमायारे पमत्ते गारमावसे। (१:४०-४)

હિંસાના મૂળરૂપ હોઈ, કામગુણો જ સંસારના ફેરા છે; સંસારના ફેરા છે તે કામગુણોનું બીજું નામ જ છે. બધી બાજુ અનેક પ્રકારનાં રૂપો જોતો અને શબ્દો સાંભળતો મનુષ્ય, તે બધામાં આસક્ત થાય છે. તેનું નામ જ સંસાર છે. એવો માણસ મહાપુરુષોને બતાવેલે માર્ગે ચાલી શકતો નથી; પરંતુ ફરીફરીને કામગુણોનો આસ્વાદ લેતો, હિંસાદિ વક્રપ્રવૃત્તિઓ કરતો પ્રમાદપૂર્વક ઘરમાં જ મૂર્છિત રહે છે.

जे पज्जवजायसत्थस्स खेयन्ने, से असत्थस्स खेयन्ने; जे असत्थस्स खेयन्ने, से पज्जवजायसत्थस्स खेयन्ने। (३:१०९)

જે મનુષ્ય શબ્દાદિ કામગુણોમાં રહેલી હિંસાને જાણવામાં કુશળ છે, તે અહિંસાને સમજવામાં કુશળ છે; અને જે અહિંસાને સમજવામાં કુશળ છે, તે શબ્દાદિ કામગુણોમાં રહેલી હિંસાને સમજવામાં કુશળ છે.

संसयं परिजाणओ संसारे परिन्नाए भवइ, संसयं अपरिजाणओ संसारे अपरिन्नाए भवइ। (५:१४२)

વિષયોના સ્વરૂપને જે બરાબર જાણે છે, તે સંસારને બરાબર જાણે છે; અને જે વિષયોનું સ્વરૂપ નથી જાણતો, તે સંસારનું સ્વરૂપ પણ નથી જાણતો.

से सुय च मे अज्झत्थ च मे ।
बन्धप्पमोक्खो तुज्झत्थेव ॥ (५ १५०)

से सुपडिबुद्ध सूवणीय ति नच्चा पुरिसा! परमचक्खू निप्परक्कम एएसु चेव बम्भचेर! ति वेमि ।

મે સાભળ્યુ છે અને મને અનુભવ છે કે, બધનથી છૂટા થવુ તારા જ હાથમા છે માટે જ્ઞાનીઓ પાસેથી સમજ પ્રાપ્ત કરીને, હે પરમચક્ષુવાળા પુરુષ! તુ પરાક્રમ કર એનુ જ નામ બ્રહ્મચર્ય છે, એમ હુ કહુ છુ

इमेण चेव जुज्झाहि किं ते जुज्झेण बज्झओ? जुद्धारिह खलु दुल्लभ । (५ १५३)

હે ભાઈ! તારી જાત સાથે જ યુદ્ધ કર બહાર યુદ્ધ કરવાથી શુ? એના જેવી યુદ્ધને યોગ્ય બીજી વસ્તુ મળવી દુર્લભ છે

पुरिसा! तुममेव तुम–मित्त, किं बहिया मित्तमिच्छसी? पुरिसा! अत्ताणमेव अभिनिगिज्झ, एव दुक्खा पमोक्खसि । (३ ११७–८)

હે ભાઈ! તુ જ તારો મિત્ર છે, બહાર ક્યા મિત્ર શોધે છે? તારી પોતાની જાતને જ નિગ્રહમાં રાખ, તો બધા દુ ખોમાથી મુક્ત થઈ શકીશ

सव्वओ पमत्तस्स भय, सव्वओ अप्पमत्तस्स नत्थि भय । (३ १२३)

પ્રમાદીને બધે પ્રકાર ભય છે અપ્રમાદીને કોઈ પ્રકારે ભય નથી

त आइत्तु न निहे, न निक्खिव, जाणित्त धम्म जहातहा ।
दिट्ठेहिं निव्वेय गच्छेज्जा, ना लोगस्सेसण चरे ॥ (४ १२७)

ધર્મને જ્ઞાની પુરુષો પાસેથી સમજીને કે સ્વીકારીને સઘરી ન રાખવો, પરતુ, પ્રાપ્ત થયેલા ભોગપદાર્થોમા પણ વૈરાગ્ય પામી, લોકપ્રવાહને અનુસરવાનુ છોડી દેવુ

इहारामं परिन्नाय अल्लीण-गुत्तो परिव्वए । निट्ठियट्ठी वीरे आगमेणं सया परक्कमेज्जासि–त्ति बेमि । (५ : १६८)

જગતમાં જ્યાં ત્યાં આરામ છે એમ સમજીને, ત્યાંથી ઇંદ્રિયો હટાવીને, સંયમી પુરુષે જિતેંદ્રિય થઈને વિચરવું. જે પોતાનાં કાર્યો સાધવા ઇચ્છે છે, તેવા વીર પુરુષે હંમેશાં જ્ઞાનીના કહ્યા પ્રમાણે પરાક્રમ કરવું, એમ હું કહું છું.

कायस्स विओवाए एस संगामसीसे वियाहिए । स हु पारंगमे मुणी ।

अविहम्ममाणे फलगावयट्ठी कालोवणीए कंखेज्ज कालं जाव सरीरमेओ–त्ति बेमि ॥ (६ : १९६)

સંયમીને શરીર પડતા સુધી રણસંગ્રામને મોખરે ઝૂઝનારા વીરપુરુષની ઉપમા અપાય છે. એવો જ મુનિ પારગામી થઈ શકે છે. કોઈ પણ પ્રકારના કષ્ટથી ન ડગતો, અને વહેરાવા છતાં પાટિયાની જેમ સ્થિર રહેનો તે સંયમી, શરીરના ભેદ સુધી કાળની વાટ જોયા કરે, પણ ગભરાઈ પાછો ન હટે, એમ કહું છું.

न सक्का फासमवेएउं फासविसयमागयं । रागदोसा उ जे तत्थ, ते भिक्खू परिव्वए (अ० १६)

ઇંદ્રિયોના સંબંધમાં આવેલા વિષયને ન અનુભવવો એ શક્ય નથી; પરંતુ તેમાં જે રાગદ્વેષ, તેનો ભિક્ષુ ત્યાગ કરે.

उद्देसो पासगस्स नत्थि । कुसले पुण नो बद्धे नो मुक्के । से जं च आरभे जं च नारभे! अणारद्धं च नारभे । छणं छणं परिन्नाय लोगसन्नं च सव्वसो । (२ : १०३)

જે જ્ઞાની છે, તેને માટે કશો ઉપદેશ નથી. કુશળ પુરુષ કાંઈ કરે અથવા ન કરે, તેથી તે બદ્ધ પણ નથી, અને મુક્ત પણ નથી. તોપણ, લોકરુચિને બધી રીતે બરાબર સમજીને, અને સમયને ઓળખીને તે કુશળ પુરુષ પૂર્વેના મહાપુરુષોએ ન આચરેલાં કર્મો આચરતો નથી.

जमिण अन्नमन्न–विइगिच्छाए पडिलेहाए न करेइ पाव कम्म किं तत्थ, मुणी कारण सिया ? ·समय तत्थु'वेहाए अप्पाण विप्पसायए । ( ३ ११५)

એકબીજાની શરમથી કે ભયથી પાપકર્મ ન કરનાર શુ મુનિ કહેવાય? ખરો મુનિ તો સમતાને બરાબર સમજીને, પોતાના આત્માને નિર્મળ કરનારો હોય છે

अणगारे उज्जुकडे, नियागपडिवन्ने, अमाय कुव्वमाणे वियाहिए । जाए सद्धाए निक्खन्तो, तमेव अणुपालिया, वियहित्तु विसोत्तिय पणया वीरा महावीहि । ( १ १८२० )

જે સરળ હોય, મુમુક્ષુ હોય, અને અદભી હોય, તે જ સાચો અનગાર છે જે શ્રદ્ધાથી માણુસ ગૃહત્યાગ કરે, તે જ શ્રદ્ધાને, શકાઓ અને આસક્તિ છોડી, હમેશા ટકાવી રાખવી જોઈએ વીર પુરુષો એ મહામાર્ગે જ ચાલેલા છે

उवेहमाणे कुसलेहिं सवसे,
अकतदुक्खी तसथावरा दुही ।
अलूसए सव्वसहे महामुणी,
तहा हि से सुस्समणे समाहिए ॥ (अ० १६)

સુખદુખમા સમભાવ રાખી, જ્ઞાની પુરુષોના સગમા રહેવુ, અને અનેક પ્રકારના દુખથી દુખી એવા સ્થાવરજગમ પ્રાણીઓને પોતાની કોઈ પણ ક્રિયાથી પરિતાપ ન આપવો આમ કરનારો, તથા પૃથ્વીની પેઠે બધુ સહી લેનારો મહામુનિ ઉત્તમ શ્રમણ કહેવાય છે

विउ नए धम्मपय अणुत्तर,
विणीयतण्हस्स मुणिस्स झायओ ।
समाहियस्सऽग्गिसिहा व तेयसा,
तवो य पन्ना य जसो य वड्ढइ ॥ (अ० १६)

ઉત્તમ ધર્મપદને અનુસરનારો, તૃષ્ણારહિત, ધ્યાન અને સમાધિયુક્ત તથા અગ્નિની શિખા જેવા તેજસ્વી એવા તે વિદ્વાન ભિક્ષુનાં તપ, પ્રજ્ઞા, અને યશ વૃદ્ધિ પામે છે.

तहा विमुक्कस्स परिन्नचारिणो,
विईमओ दुक्खखमस्स भिक्खुणो ।
विसुज्झई जंसि मलं पुरेकडं,
समीरियं रुप्पमलं व जोइणा ॥ (अ० १६)

એ પ્રકારે કામગુણોમાંથી મુક્ત રહી, વિવેકપૂર્વક આચરણ કરતા તે ધૃતિમાન અને સહનશીલ ભિક્ષુનાં પૂર્વે કરેલાં તમામ પાપકર્મ, અગ્નિથી જેમ ચાંદીનો મેલ દૂર થઈ જાય, તેમ સાફ થઈ જાય છે.

इमंमि लोए परए य दोसुवि,
न विज्जई बंधण जस्स किंचिवि ।
से हु निरालंबणमप्पइट्ठिए,
कलंकलीभावपहं विमुच्चई त्ति बेमि ॥ (अ० १६)

આ લોક ને પરલોક બંનેમાં જેને કશું બંધન નથી, તથા જે બધા પદાર્થોની આશંસાથી રહિત, નિરાલંબ અને અપ્રતિબદ્ધ છે, તેવો તે મહામુનિ ગર્ભમાં આવવા-જવામાંથી મુક્ત થાય છે, એમ હું કહું છું.

# સૂચિ

# શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા

[અત્યારે મળી શકતાં મણકાંઓ. બાકીના બીજા ફરી છપાવાના છે.]

**૧. સુત્તનિપાત :** એ સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથનો ગુજરાતી અનુવાદ — ૧–૦–૦

**૭. જિનાગમકથાસંગ્રહ :** મૂળ જૈન સૂત્રો તથા જૈન કથાઓ અને સૂક્તિઓના જૈન સાહિત્યમાંથી ચૂંટી કાઢેલો. સરળ પ્રાકૃત વ્યાકરણ, ટિપ્પણ તથા કોશ સાથે — ૧–૪–૦

**૮ ૯. શ્રી રાજચંદ્ર :** શ્રીમદ્ રાજચંદ્રની જીવનયાત્રા તથા વિચારરત્નો [નવી આવૃત્તિ] — ૩–૮–૦

**૧૦. મહાવીરસ્વામીનો સંયમધર્મ :** 'શ્રી સૂત્રકૃતાંગસૂત્ર'નો છાયાનુવાદ [નવી આવૃત્તિ] — ૧–૦–૦

**૧૧. મહાવીરસ્વામીનો આચારધર્મ :** આ ગ્રંથ પોતે

**૧૪. શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો :** 'પ્રવચનસાર', 'સમયસાર' અને 'પંચાસ્તિકાયસારસંગ્રહ'નો છાયાનુવાદ — ૦–૮–૦

**૧૬. શ્રી ભગવતી-સાર :** પંચમ અંગનો છાયાનુવાદ — ૨–૦–૦

**૧૭. જગતનો આવતી કાલનો પુરુષ :** સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના 'The World's Unborn Soul'-નો અનુવાદ, કર્તાના જીવનચરિત્ર સાથે [નવી આવૃત્તિ] — ૧–૪–૦

**૧૮. સમીસાંજનો ઉપદેશ :** 'શ્રી દશવૈકાલિકસૂત્ર' — ૦–૧૨–૦

**૧૯. તત્ત્વાર્થસૂત્ર :** પંડિત સુખલાલજીની ગુજરાતી વ્યાખ્યા સાથે અનુવાદ [નવી આવૃત્તિ] — ૧–૮–૦

**૨૦. પાપ, પુણ્ય અને સંયમ :** 'વિપાક, અંતકૃદ્દશાઃ' અને 'અનુત્તરૌપપાતિકદશાઃ' સૂત્રોનો છાયાનુવાદ — ૦–૧૨–૦

**૨૧. શ્રી મહાવીર કથા :** શ્રમણ ભગવાન મહાવીરની જીવનકથા — ૨–૮–૦

**૨૨. સર્વોદયની જીવનકળા :** એલ. પી. જૅક્સ કૃત 'Constructive Citizenship'નો અનુવાદ — ૨–૦–૦